સ્વ. ડાહ્યાભાઈ દલપતરામ કવીશ્વર સ્મારક ગ્રંથમાળા, પુ. ૫

# ભાલણ, ઉદ્ધવ અને ભીમ

(તેમના જીવન અને કવન સંબંધી વિવેચન)

લેખક

શ્રી. રામલાલ ચુનીલાલ મોદી

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી : અમદાવાદ

પ્રકાશક : જેઠાલાલ જીવણલાલ ગાંધી • આસિસ્ટન્ટ સેક્રેટરી
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી • ભદ્ર • અમદાવાદ
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી
પ્રત ૧૭૫૦

સંવત ૨૦૦૧
સન ૧૯૪૪



# અનુક્રમણિકા

# શ્રી. લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળાનો
# પરિચય

**સ્વર્ગસ્થ** લલ્લુભાઈ દલપતરામ કવેશ્વરનાં પુત્રવધૂ બાઈ શ્રી. નિર્મળા દત્તુભાઈ કવેશ્વર તરફથી રૂા. ૧૦૦૦૦)ની રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સન ૧૯૨૨ માં મળેલી તે અંગેની સ્મારક ગ્રંથમાળાને લગતી કલમ (ड) નીચે પ્રમાણે છેઃ—

(ड) વ્યાજમાંથી વધેલા (કલમ अ, ब અને क પ્રમાણે ખર્ચાયા બાદ) બાકી રૂપિયામાંથી સ્વર્ગસ્થ લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળા કાઢવી, તે ગ્રંથો લોકોપયોગી વિષયો પર ઇનામ આપી લખાવી છપાવવા અને આ યોજનાની બાબત તેમાં યોગ્ય લખાણ કરવું, તેમ જ સ્વર્ગસ્થની છબી મૂકવી. તેના બ્લોકનું ખર્ચ ફંડના વ્યાજમાંથી કરવું. પુસ્તકો સ્વતંત્ર રીતે કે અનુવાદરૂપે પણ કરાવવાં.

તદનુસાર સદરહુ ફંડમાંથી નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છેઃ—

| પુસ્તક | કર્તા | કીમત |
|---|---|---|
| ૧. અશોકચરિત્ર | શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતા | ૦-૧૨-૦ |
| ૨. આપણી કવિતાસમૃદ્ધિ | પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર | ૧-૦-૦ |
| ૩. પ્લેટોનું આદર્શ નગર ભા. ૧ | શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | ૧-૦-૦ |
| ૪. પ્લેટોનું આદર્શ નગર ભા. ૨ | શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | ૧-૦-૦ |

પ્રસ્તુત પુસ્તક સદરહુ ગ્રંથમાળાનું પાંચમું પ્રકાશન છે.

ગુ૦ વ૦ સોસાયટી
**અમદાવાદ**
તા. ૨૦-૧૨-૧૯૪૪

**જેઠાલાલ જીવણલાલ ગાંધી**
આસિસ્ટન્ટ સેક્રેટરી

# પ્રસ્તાવના

કેટલાંક વર્ષો ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાતી સાહિત્યનો બૃહદ્ ઇતિહાસ રચાવવાની યોજના કરી હતી. તેને અંગે ભાલણ, ઉદ્ધવ અને ભીમ સંબંધી પ્રકરણો લખવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. પરન્તુ એ યોજના લેખકોના નિયમિત સહકારના અભાવે મૂર્ત સ્વરૂપ મેળવવા ભાગ્યશાળી થઇ નહિ, તેથી આ કાર્ય મેં પડતું મૂક્યું હતું. પરન્તુ આ વર્ષે લેખકોને સોંપાયેલું કામ ઉકેલી નાંખવાને કાર્યવાહક સમિતિએ નિશ્ચય કરવાથી અને તેને માટે લેખકોને આગ્રહ કરવાથી, આ કાર્ય પૂરું કરી શકાયું છે.

શ્રી સયાજી સાહિત્યમાળામાં આજથી બાવીસ વર્ષ પૂર્વે 'ભાલણ'નું ચરિત્ર મેં લખ્યું હતું. ત્યાર પછી નવાં હસ્તલિખિત કાવ્યો હાથ લાગવાથી ભાલણના જીવન સંબંધી વિચારોમાં ઘણું પરિવર્તન થયું. મારા વિચારો પાછળથી મેં 'બે નળાખ્યાન'ના ઉપોદ્ઘાતમાં અને 'કૌમુદી' માસિકમાં પ્રકટ કર્યા હતા. પ્રાચીન સંશોધનનો વિષય પ્રાગતિક હોવાથી, ત્યાર પછી પણ કેટલાંક મંતવ્યો બદલવાની જરૂર પડી. 'ભાલણ' લખતી વખતે કેટલાંક કાવ્યોની હાથપ્રતો મળી શકેલી નહિ, તેથી તેમનો પરિચય વિસ્તારથી આપી શકાયો નહોતો. આ ગ્રંથમાં એ ત્રુટિઓ દૂર થઈ શકી છે

'કૃષ્ણવિષ્ટિ'નાં ચાર પદો હાલમાં મળી શકે છે, તેમાંનું એક પદ મેં 'ભાલણ'માં પ્રસિદ્ધ કર્યું હતું. આ પુસ્તકના અંતે ચારે પદો પ્રકટ કર્યા છે, તેથી હવે ભાલણનાં કાવ્યોમાં માત્ર કાદંબરીનો ઉત્તર ભાગ, મૃગી આખ્યાન, અને સીતાવિવાહ એટલાં પ્રકટ થવાં બાકી રહ્યાં છે. ધ્રુવાખ્યાન પંદરેક વર્ષ ઉપર 'સાહિત્ય' માસિકમાં પ્રકટ

ગયું હતું, પણ તે બહુ અશુદ્ધ રીતે સંપાદિત થયું હતું અને એ માસિકની ફાઇલો અત્યારે દુષ્પ્રાપ છે. વળી તેની બીજી પ્રત પણ મને પાટણમાંથી મળી હતી, તેથી તે શુદ્ધ રીતે પ્રકટ કરવાની અગત્ય છે.* ઉદ્ધવનું 'બભ્રુવાહન આખ્યાન' પણ બહુ સુંદર કાવ્ય છે. ગુજરાતી ભાષાનાં સારાં કાવ્યોની ગણનામાં આવે તેવું તે કાવ્ય છે. તે પણ પ્રસિદ્ધ થવા પાત્ર છે.

પાટણ, તા. ૨૨-૬-૧૯૪૧ રામલાલ ચુનીલાલ મોદી

---

* શ્રી. ભોગીલાલ સાંડેસરાને લહિયાના હાથે સુંદર અક્ષરે સં. ૧૭૩૩માં લખાયેલી 'પહેલા નળાખ્યાન'ની પ્રત મળી છે. 'ગુજરાતી પ્રેસ'ની પ્રત કરતાં જોકે બે જ વર્ષ પહેલાં લખાયેલી છે, છતાં પણ તેમાં કાદંબરીની પ્રત જેવી જૂની ભાષા જળવાઈ રહી છે, તેથી તે કાદંબરીના બીજા ભાગ સાથે છપાવવાની જરૂર છે. 'બીજા નળાખ્યાન'ની પ્રત મળતી નથી. તેને તો બનાવટી ગણી લેવું જોઈએ.

તા. ૧૫-૧૨-'૪૪ રા. ચુ મોદી

---

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૬ | ઉત્તર વયમાં | પૂર્વ વયમાં |
| ૧૩ | ૨૨ | મહોલ્લો છે, | મહોલ્લો છે, જેમાં રઘુનાથજીનું મંદિર છે. |
| ૨૫ | ૨૪ | ધર્મતણું | ધર્મતણું |
| ૨૭ | ૨૭ | (કડવું ૧) | (કડવું ૧૭) |
| ૪૧ | ૧૫ | પ્રેમાનંદના દશમમાં પણ | પણ પ્રેમાનંદના દશમમાં |
| ૫૭ | ૧૮ | કોપ | કોય |

# વિભાગ પહેલો

## પ્રકરણ ૧

### ભાલણનો સમય

કવિ ભાલણના સમય સંબંધી ચોક્કસ પુરાવો મળતો નથી. તે વિશે કેટલાંક પ્રમાણો મળે છે, જે બહુ ખાત્રીલાયક ગણી શકાય નહિ. ભીમ કવિએ સંવત ૧૫૪૧માં હરિલીલા ષોડષકળા નામનું કાવ્ય સિદ્ધપુરમાં રચ્યું હતું. તેના આરંભમાં નીચેની પંક્તિઓ છેઃ—

આવી દ્વિજનઇ લાગુ પાઇ, મઝનઇ કીધુ બહુત પસાઇ,
કર જોડી બ્રાહ્મણ વીનવ્યા, 'સ્વામી, મઝ ઉપરિ કરુ દયા.
મનમાંહિ ઉત્કંઠા ઘણી કથા કહેવા કેશવતણી;
તહ્મારી અનુકંપા થિકી ગાયોસ ગુણ હૂ સુત દેવકી.
કથા રખે રહિ અધિવચિમાહિં, પછઇ લોકહસારત થાઇ.'
વલતુ વચન મહાકવિ કહઇ, 'એ કથા અધવચિ નવિ રહઇ.'
આણી હૃદયવિચાર વિવેક પૂરવ છાયુ આપુ એક.
"સોલકલા સંજીવિની, બીજું બિંબ મયંક,
પૂરી પાતકનાશિની, હુસઇ કથા નિકલંક."

ચૂપં

વલી ઉપરિ વરદાન, 'પામીશ ધરણીધરનું ધ્યાન.'
ત્રુઠા દ્વિજ દીધી આશીષ, 'તુઝનઇ પ્રસન્ન હુસઇ જગદીશ'
વિપ્રતણૂં વચન પામીઊં, કર જોડી મસ્તક નામીઊં.
તુ મઇ જાણી અક્ષર યુગતિ, પામ્યુ કેશવતણી હૂં ભગતિ.

**અર્વાચીન ભાષામાં અનુવાદઃ—**

આવીને બ્રાહ્મણને પ્રણામ કર્યા. મારા ઉપર તેમણે બહુ કૃપા કરી. હાથ જોડીને મેં તે બ્રાહ્મણને વિનંતી કરી કે, "હે મહારાજ, મારા ઉપર કૃપા કરો. કેશવની કથા કહેવાની મારા મનમાં બહુ ઉત્કંઠા છે. તમારી કૃપાથી હું દેવકીસુત(કૃષ્ણ)ના ગુણ ગાઇશ. મારી કથા રખેને અધવચમાંથી અટકી પડે અને પછી લોકોમાં મારી હાંસી

થાય." એ સાંભળીને મહાકવિએ પ્રત્યુત્તર આપ્યો, "એ કથા અધવચ્ચ અટકી નહિ પડે." તેમણે હૃદયમાં વિવેકથી વિચાર કરીને મને એક પૂર્વછાયો (દોહરો) સંભળાવ્યો:—

"સોળ કળાએ ખીલશે, જેમ ચંદ્રનું રૂપ;
થાશે પાપવિનાશિની, કથા અદોષ અનુપ."

વળી ઉપરથી વરદાન આપ્યું કે "તું પ્રભુની ભક્તિ પ્રાપ્ત કરીશ." તે બ્રાહ્મણ પ્રસન્ન થયા અને આશિષ આપી કે "તારા ઉપર જગદીશ પ્રસન્ન થશે." આ પ્રમાણે બ્રાહ્મણનો આશીર્વાદ મેળવીને મેં પ્રણામ કર્યા. તેથી મને અક્ષરયુક્તિ (કાવ્યરચના)નું જ્ઞાન મળ્યું અને કેશવની ભક્તિ પ્રાપ્ત થઈ.

ભીમે સં. ૧૫૪૬માં રચેલા પ્રબોધપ્રકાશના મંગળાચરણમાં તે પુરુષોત્તમને વેદાન્તમાં પારંગત કહે છે:—

पुरुषोत्तममानम्य विप्रं वेदान्तपारगम् ।

વળી એ ગ્રન્થના અંતમાં પુરુષોત્તમની નીચે પ્રમાણે ઓળખાણ આપે છે:—

અધીત સકલશાસ્ત્રસિદ્ધાન્ત, પ્રેમ અધિક ઉપરિ વેદાન્ત;
શ્રી પુરુષોત્તમતણા પ્રસાદ કીધું એહ કથા અનુવાદ.

આ ઉપરથી ભીમના ગુરુ સંબંધી નીચેની હકીકત આપણે તારવી શકીએ એમ છીએ:—

(૧) તેનું નામ પુરુષોત્તમ હતું. (૨) તે બ્રાહ્મણ હતો. (૩) તેણે સકલશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. (૪) તે વેદાન્તમાં પારંગત હતો. (૫) તે ગુજરાતી ભાષાનો મહાકવિ હતો.*

---

* ઉપરના ગુજરાતી પૂર્વછાયાની રચના અને મહાકવિનું વિશેષણ ગુજરાતી ભાષાની તેની કાવ્યશક્તિનું પ્રમાણ છે. કેટલીક પ્રતોમાં 'મહાકવિ'ને બદલે 'મહારિષિ' વિશેષણ છે. 'મહારિષિ'નો અર્થ પણ 'મહાકવિ' થઈ શકે છે—ऋषयो मन्त्रद्रष्टारः એ શ્રુતિવાક્ય અને यस्य वाक्यं स ऋषिः એ યાસ્કનું વચન કવિને ઋષિ જણાવે છે.

હવે આ લક્ષણો ભાલણને લાગુ પડે છે કે નહિ તે જોઈએ. ભાલણ બ્રાહ્મણ હતો એમાં તો શંકાને સ્થાન જ નથી. તે ઉત્તરવયમાં પુરુષોત્તમજી મહારાજ તરીકે પુજાતો હતો એમ સ્વ. નારાયણભારતીએ ઇ. સ. ૧૮૮૭માં પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં લખેલા ભાલણના ચરિત્રમાં જણાવ્યું છે, વળી તેના ઘરમાંથી મળી આવેલી ચાંદીના પતરા ઉપરની તેની છબીના ઉપર श्री पुरुषोत्तम महाराज पाटणना એમ અક્ષરો કોતર્યા છે. તે ઉપરાંત સ્વ. ભારતીને पुरुषोत्तमकृतं ब्रह्मतत्त्वम् એમ લખેલી પુષ્પિકાવાળું એક સંસ્કૃત અષ્ટક તેના ઘરમાંથી મળી આવ્યું હતું. આ પ્રમાણો ઉપરથી તેનું અપર નામ પુરુષોત્તમ હોવામાં કોઈ જાતની શંકા રહેતી નથી. તેણે આર્યધર્મશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો તે તો તેનાં વિવિધ વિષયનાં આખ્યાનો અને કાવ્યો ઉપરથી જણાય છે. રામાયણ ઉપરથી રામબાલચરિત અને સીતાવિવાહ, મહાભારત ઉપરથી નળાખ્યાન, માર્કંડેય પુરાણ ઉપરથી સપ્તશતી, શિવપુરાણ ઉપરથી મૃગી આખ્યાન, પદ્મપુરાણ ઉપરથી જાલંધર આખ્યાન, ભાગવત ઉપરથી દશમસ્કંધ અને ધ્રુવાખ્યાન રચ્યાં છે. તે ઉપરાંત દશમસ્કંધમાં હરિવંશ અને ધ્રુવાખ્યાનમાં કાશીખંડનો ઉલ્લેખ કરે છે. નળાખ્યાનની નીચેની પંક્તિમાં સૌત્રામણિ નામના શ્રૌત યજ્ઞનો ઉલ્લેખ તેણે કર્યો છેઃ—

સૌત્રામણે દેખીને સુરા, હરખ્યો જુગ અણજાણે પુરા;
વેદ વદન્ત દીઠા જેટલે, નાઠો તે તાંહાંથી તેટલે. (૧૧, ૯૪)

આ ઉપરથી જણાય છે કે તેને ગૃહ્યસૂત્રોનું પણ સારું જ્ઞાન હતું. તે એક સ્થળે નીચેની પંક્તિ નળાખ્યાનમાં લખે છેઃ—

ઇન્દ્ર ઓળખ્યો અહલ્યા જાર, પાવક ઋષિપત્નીનો વ્યભિચાર,
જમ બાંધ્યું જમનાંશું મન; શું કહીએ ગુણ તેહેના ધન્ય! (૧૧, ૩૩)

આમાં યમ અને યમીના પ્રેમની જે કથા છે, તે મહાભારત કે પુરાણોમાં નથી. તેનું મૂળ ઋગ્વેદના यमसूक्तमां જ છે. (૧૦, ૧૦).

આ ઉપરથી ઋગ્વેદની સંહિતાનું પણ તેને જ્ઞાન હોવાનું નિશ્ચિત છે. નળાખ્યાનના નીચેના ઉલ્લેખો જોતાં તેણે મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોનો પણ સારો અભ્યાસ કર્યો હતો એમ લાગે છે.

વચન કાં તે વીસાર્યાં, જે દૂરોદર મહા પાપ (૧૨, ૧૬)
ચોરીમાંહે કહ્યું, એક આપણું ચિત્તરે, (૧૭, ૫)
ચરણ ચાંપું, નીર પાઉં કરૂં અહોનિશ સેવ,
નારને ભરથારથી કો અવર છે શું દેવ ? (૧૫, ૧૭)
ચાર વેદ ભણવા આચરતાં, માંડી જોતાં તોલે,
સત્યતણે પાસે કો નાવે, મોટા મુનિ એમ બોલે. (૨૦, ૪)
ધૂર્તે વસ્ત્ર વધારી વનમાં સુતી મેહેલી નારી,
પરમસાધવી પુત્રની માતા, કેહિ બુદ્ધે વિચારી ? (૨૯, ૩)
પત્નીની તો રક્ષા કરવી, ભરણપોષણ તો દેવું;
ધર્મ જાણતો તે કયમ મહેલે સ્વર્ગતણું ફળ લેવું ? (૨૯, ૫)
જાણે ધર્મ ચતુર જેહ, પુત્રવતી ત્યજે કેમ તેહ ? (૩૧, ૪૬)

હવે, ચોથા લક્ષણ સંબંધી વિચાર કરીએ. સ્વ. નારાયણ ભારતીએ પોતાના લેખમાં ભાલણના એક બહુ અશુદ્ધ સંસ્કૃતમાં લખાયેલા અષ્ટકની નોંધ કરી છે. તેની પુષ્પિકા इतिश्रीपुरुषोत्तमकृतं ब्रह्मतत्त्वम् લખી છે. એ ઉપરાંત તેમણે એક પાનામાંથી નીચેની પંક્તિઓ ઉતારી છે:

"બત્રીસ લક્ષણ સંસારનાં તે નવ જાણું કાંય
તેત્રીસ લક્ષણ નિરંજનનાં આવે ગુરુકૃપાય.
તે કો પ્રવીણ હોય ? ચૌદ વિદ્યાનાં કર્મ,
પંદરમી વિદ્યા છે રે સોહમ્
તે પ્રભુ આપજે ઇમ કહે પુરુષોત્તમ.

આ ઉપરાંત મુનિશ્રી જશવિજયજી પાસેથી એક જૂના પાના ઉપર લખાયેલું રેંટિયા–ગીત મળ્યું હતું, તે મેં સં. ૧૯૮૭ના જેઠ માસના 'પ્રસ્થાન'માં પ્રકટ કરાવ્યું હતું, તે નીચે આપું છું:—

અજરામર એક રેટીઉ રે, તેને ફેરાનો નહિ પાર રે,
ક્ષણ એક ભમતો રહે નહિ રે, અકલ તે માંડણહાર રે. અ૦ ૧.

સંવત્સર તે લાઠડી રે, તેને આરા માસ તે બાર રે,
અયન બે તે દાબડાં રે, ખીલાયંત્ર મસાર ( ! ) રે. અ૦ ૨
બાંધી તે સંધે બે દામણાં રે, માલીસારો મેર રે,
મહત્ર ઘડી માંકડી રે, ઉડણચડણ તે માળ ફેર રે. અ૦ ૩
ઉખા કીધુ ઉખારીક રે, ઉઠાવી આકાંકાર ( ! ) રે,
મૂલ પ્રગટ માંચી કરી રે, માયા તે કાંતણ હાર રે. અ૦ ૪
એક ચડે, એક ઉતરે રે, આપૂપા તે અરણુઆ ( ! ) રે,
મન ફેરવુ ફાલકે કે રે, વીટીઉ વારો વાર રે. અ૦ ૫
મરણ સાથે માંડીક રે, વેચાય તે કરમને હાથ રે,
ભાલણ ભૂલો પડયો રે, જેણે સેવ્યા નહિ રઘુનાથ રે. અ૦ ૬

આ પદનો વિષય વેદાન્તનો છે. અજરામર કાળને રેંટિયાની ઉપમા આપી છે. કાળનું ચક્ર હંમેશાં ફરતું રહે છે. રેંટિયાના પૈડાની લાકડીને વર્ષની ઉપમા આપી છે અને તેના આરાઓને બાર માસ કહ્યા છે. તેનાં બે દાબડાં તે વર્ષનાં બે અયન–ઉત્તરાયણ અને દક્ષિણાયન. બ્રહ્મને માંચીની ઉપમા આપી છે, અને માયાને રેંટિયો કાંતનારી કહી છે. તે માંચી ઉપર બેસીને એટલે બ્રહ્મનું આવરણ કરીને આ કાલચક્ર ચલાવે છે. જીવને સૂતરની ઉપમા આપી છે અને મનને ફાળકાની. છેવટે લખ્યું છે કે તે સૂતર કર્મને હાથે વેચાય છે, એટલે જીવના કર્મ પ્રમાણે ગતિ થાય છે અને જે જીવ રઘુનાથજીને સેવતો નથી તે સંસારમાં ભૂલો પડે છે.

ભાલણે મૂલ સંસ્કૃત કાદંબરીમાં નહિ તેવા નવા શ્લેષ યોજ્યા છે. તેમાંથી એક શ્લેષ નીચે પ્રમાણે છે:—

" અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન. "

એ નગરમાં બીજા કોઇને નહિ પણ માત્ર બ્રહ્મજ્ઞાનીઓને અહંકાર (अहं ब्रह्मास्मिનો ભાવ) હતો.

ધ્રુવાખ્યાનમાં અદ્વૈત વેદાન્તજ્ઞાનનાં તત્ત્વો તેણે વિસ્તારથી નિરૂપ્યાં છે. ધ્રુવાખ્યાનના પરિચયમાં મેં તેના ઉતારા આગળ કર્યા છે, આ પ્રમાણો ઉપરથી સિદ્ધ થાય છે કે ભાલણ વેદાન્તજ્ઞાનમાં પારંગત હતો.

છેલ્લા લક્ષણ સંબંધી મતભેદ થશે નહિ. કાદંબરીનો સળંગ રસિક અનુવાદ કરનાર, નૈષધચરિતની છાયા લઈ સુંદર નળાખ્યાન રચનાર અને ધાર્મિક આખ્યાનોનો ગુજરાતીમાં ધોધ વહેવડાવનાર તેના જમાનામાં મહાકવિ તરીકે માન પામતો હોય તો તેમાં કંઈ આશ્ચર્ય નથી.[1]

આ પ્રમાણે ભીમનો ગુરૂ ભાલણ ઠરતાં, તેનો સમય વિક્રમનું સોળમું શતક નિશ્ચિત થાય છે. વળી ભીમનાં વચનો ઉપરથી આપણે ભાલણના અવસાનકાળ સંબંધી કંઇક અનુમાન કરી શકીએ છીએ.[2] ભીમ સં. ૧૫૪૧માં રચાયેલી હરિલીલામાં ગુરુના નામનો ઉલ્લેખ કરતો નથી, તેથી એમ માની શકાય કે ભાલણ તે વખતે હયાત હશે. વળી એ કાવ્ય રચતા પહેલાં તે ભાલણનો આશીર્વાદ મેળવવા સિદ્ધપુરથી પાટણ આવે છે એ હકીકત પણ તે સમયે ભાલણની ભૂતલ ઉપર સ્થિતિ હોવાનું નિશ્ચિત કરે છે. પરન્તુ સં. ૧૫૪૬માં રચેલા પ્રબોધપ્રકાશમાં ભીમ ગુરૂનું નામ જણાવે છે. આથી એમ માનવાને કારણ મળે છે કે તે વખતે ભાલણ હયાત નહિ હોય, કારણ કે જીવતા ગુરુનું શિષ્યે પ્રકટ નામ ન લેવું એવી આર્યજાતિની રૂઢિ હતી. આથી ભાલણ સં. ૧૫૪૫–૪૬માં મરણ પામ્યો હશે એમ આપણે અનુમાન કરી શકીએ.

હવે આપણે તેના જન્મકાળ સંબંધી અનુમાન કરીએ. ભીમનાં કાવ્યોમાં પુરુષોત્તમની જે અનહદ માન સાથે સ્તુતિ કરવામાં આવી

---

૧ ઉપર જણાવેલાં પાંચ લક્ષણોમાંથી ચાર લક્ષણો નરસિંહ મહેતાને પણ ઘટાવી શકાય એવાં છે, પરન્તુ તેનું અપરનામ પુરૂષોત્તમ હતું જ નહિ, તેથી નરસિંહ ભીમનો ગુરુ ઠરી શકતો નથી. તે સમયે ગુજરાતમાં અન્ય કોઈ કવિ નહોતો કે જેને આ લક્ષણો ઘટી શકે.

૨ બીજા નળાખ્યાનમાં તે રચાયાનું વર્ષ સં. ૧૫૪૫ આપ્યું છે, પણ તેની હાથપ્રત મળતી નથી, તેમજ તે ભાલણ જેવા સિદ્ધહસ્ત શબ્દસ્વામીની કૃતિ હોઇ શકે નહિ એ વાત એ નળાખ્યાનનું વિવેચન જોવાથી સ્પષ્ટ થશે.

છે, તે ઉપરથી એમ લાગે છે કે તે સમયે ભાલણ બહુ વૃદ્ધ થયો હોવો જોઈએ અને પુરુષોત્તમ મહારાજ તરીકે લોકોમાં સારી ખ્યાતિ પામી ચૂકયો હોવો જોઈએ. આથી તેના જન્મનું વર્ષ અત્યાર સુધીમાં સં. ૧૪૯૫ થી સં. ૧૫૦૦ સુધી અટકળવામાં આવ્યું છે તે મને બરાબર લાગતું નથી. સ્વ. નારાયણ ભારથીએ કેટલાક કાગળના ટૂકડા ઉપરથી ભાલણના જન્મનું વર્ષ સં. ૧૪૬૧ જણાવ્યું હતું, તે મને યોગ્ય જણાય છે. આથી તેની જીવનમર્યાદા સં. ૧૪૬૧થી સં. ૧૫૪૫ સુધીની આંકીએ તો ખોટું નથી. જો આ અનુમાન સત્ય હોય તો તેણે લગભગ પંચ્યાશી વર્ષનું આયુષ ભોગવ્યું હશે એમ કહી શકાય.

●

## પ્રકરણ ૨

### ભાલણનું નામ

ભાલણ નામ ગુજરાતમાં પ્રચારમાં નહિ હોવાથી, કદાચ એમ ધારવામાં આવે કે તે તેનું જન્મ નામ નહિ હોય, પણ કવિ તરીકે ધારણ કરેલું નામ હશે. અને તેનું મૂળ નામ પુરુષોત્તમ હશે. પરન્તુ તેના સમયમાં ગુજરાતમાં તેવાં નામો પાડવાનો રિવાજ હતો, એ સંબંધી એક પ્રમાણ મળી આવ્યું છે. ભાલણના સમકાલીન મહમ્મદ બેગડાના સરદાર અને સૂરતનું ગોપીતળાવ ખોદાવનાર અને ગોપીપરું વસાવનાર ગોપીનાથ (મલીક ગોબી)ના પૂર્વજનું નામ ભાલણ હતું એમ वंशवर्णन નામના કાવ્ય ઉપરથી જણાય છેઃ—

मदनगदनिहन्ता शत्रुशर्मप्रहन्ता व्यजयत नरमंत्री भालणो रामसूनुः ॥श्लो० ३५॥

ગોપીનાથના પૂર્વજો વડનગરના નાગર બ્રાહ્મણો હતા.[1] તેથી ઉત્તર ગુજરાતમાં તેવાં નામો બાલકોનાં પાડવામાં આવતાં એમાં સંશય નથી. આથી તેનું ભાલણ નામ જન્મનું છે અને પુરુષોત્તમ નામ પાછળનું છે એ સ્પષ્ટ છે.

---

1 Library Miscellany, vol. 2, nos. 3-4

## જ્ઞાતિ

ભાલણ મોઢ જ્ઞાતિનો હતો એ સંબંધી હવે મતભેદ નથી, કારણ કે તેના દશમસ્કંધની નીચેની પુષ્પિકામાં તે સ્પષ્ટ છેઃ—

इतिश्री भागवतमहापुराणे दशमस्कंधे बाललीलाप्रबन्धे पाटणनगर मो–ब्राह्मण भालणकृत संपूर्ण ॥

મોઢ બ્રાહ્મણોમાં બે વિભાગ છે-ત્રિવેદી અને ચાતુર્વેદી. તેમાંથી એ કયા વિભાગનો હતો એ જાણવાને માટે કોઈ લેખી પુરાવો મળ્યો નથી, પણ સ્વ. નારાયણ ભારથીની શોધમાં તે ત્રિવેદી મોઢ જણાયો હતો અને તેની ગાદી, છબી, વગેરેનો વારસો તેના ભાણેજના વંશના દાવે અમદાવાદના એક ત્રિવેદી મોઢને મળ્યો હતો, એ જોતાં તે ત્રિવેદી મોઢ હોવાનો સંભવ છે.

## અટક

સ્વ. નારાયણ ભારથીએ ભાલણના ઘરમાંથી મળી આવેલા કેટલાક કાગળો ઉપરથી લખ્યું છે કે તેની અટક દવે હતી અને પાછળથી ભટ થઈ હતી. ભટ અટકને માટે તો કોઈ પણ પુરાવો નથી. જો કથા વાંચવાના કારણે ભટ થઈ હોય તો પ્રેમાનન્દની માફક ભાલણ પોતાના કોઈ કાવ્યમાં કે તેની પુષ્પિકામાં જણાવ્યા વિના રહે નહિ. સ્વ. ભારથીએ કાગળના કટકાનો પુરાવો જે આપ્યો છે તે સંશયગ્રસ્ત છે, કારણ કે તેમણે શોધ કરી તે વખતે તે ઘર એક શ્રીમાળી બ્રાહ્મણના કબજામાં હતું, તેથી તે શ્રી. બ્રા.ના પૂર્વજોના પણ તે કાગળો હોવાનો સંભવ છે. આથી કાદમ્બરી અને મામકી આખ્યાનની પુષ્પિકાઓમાં જણાવેલી 'ત્રવાડી' અટક જ મને યોગ્ય જણાય છે.

## પિતાનું નામ

સ્વ. નારાયણ ભારથીને દવે પુરુષોત્તમ મંગળજીનો લખેલો કાગળનો ટૂકડો મળ્યો હતો, તેમાં એના પિતાનું નામ દવે મંગળજી દયાળજી આપેલું છે. પરન્તુ આ કાગળ વિશ્વાસલાયક નથી, કેમકે સ્વ.

૧ બુદ્ધિપ્રકાશ, જુલાઈ, ૧૮૮૫

ભારથી જ તેના સંબંધમાં લખે છે કે "અક્ષર ગુજરાતી છે. તેનો મરોડ એવો છે કે કોઈ ગામડાના શીખાઉ વાણિયાના અક્ષરો હોય." વળી ઉપર જણાવ્યું તેમ ભાલણનું જન્મનામ પુરુષોત્તમ નહોતું તેમ તેની અટક પણ દવે નહોતી. આથી તેનો પિતા દવે મંગળજી દયાળજી હોઈ શકે નહિ એ સ્પષ્ટ છે. ઉપર કહ્યું તેમ તે ઘરના માલેક શ્રી. બા.નો કોઈ પૂર્વજ હોવો જોઇએ. આથી અત્યારે તો ભાલણનાં માતાપિતાનાં નામ સંબંધી આપણે અંધારામાં છીએ એમ કહી શકાય.

## બાલ્યકાળ

ભાલણનો બાલ્યકાળ કેવી રીતે વીત્યો હતો તે આપણે જાણતા નથી, પરન્તુ તેણે ઉચ્ચ પ્રકારનો વત્સલ રસ નિરૂપ્યો છે અને બાલ-સ્વભાવનું હૃદયંગમ ચિત્ર દોર્યું છે, તે સ્વાનુભવ વિના શકય નથી. એ જોતાં તેનો બાલ્યકાળ બહુ સુખમાં ગયો હોવો જોઇએ અને માતાપિતાએ તેને બહુ લાડકોડમાં ઉછેર્યો હોવો જોઇએ એમ અનુમાન કરીએ તો ખોટું નથી.

## અભ્યાસ

કવિના અભ્યાસ સંબંધી વીગતો મળતી નથી, પણ તેનાં કાવ્યો ઉપરથી આપણે કેટલાંક અનુમાનો કરી શકીએ છીએ. કાદંબરીમાં તેણે ગામડી નિશાળેથી ભણીને આવતા બાલકનું ચિત્ર દોર્યું છે:—

"નેસાલિથી ભણી આવિ, પાટી ખડિઉ હાથિ.
આઇ ! કહી બોલાવતુ ધરિ બાલ ઘાલિ બાથિ;
એ ઉરિઉ વીતુ નહીં, જે પુત્રમાતા નામ !" (પૃ. ૪૧–૪૨)

વળી, તેના બીજા નળાખ્યાનમાં તે વાણિયાના નામાની એક પદ્ધતિનો ઉલ્લેખ કરે છે:—

નળના તેજ રૂપીઓ સૂરજ, જશ રૂપે શશી દેખી,
બ્રહ્મા સાચું જૂઠું જોઈ, અંતર ગતે ઉવેખિ.
જયમ નામું જૂઠું જાણીને વણિક લઇને વાળે,
ત્યમ વિધાતા એ જૂઠા જાણી રવિશશીને કુંડાળે.

(કડવું ૪, કડી ૧૧–૧૨)

આમાં નળના મુખને ચન્દ્ર અને સૂર્ય કરતાં ઉચ્ચતર ગણાવેલું છે. નળનું મુખ સર્જ્યા પછી બ્રહ્માને એમ લાગ્યું કે મેં સર્જેલા સૂર્ય અને ચન્દ્ર એની તોલે ન આવે, તેથી જેમ વાણિયો કોઈના નામે ખોટી લખાયેલી રકમના આસપાસ કુંડાળું કરીને તેને વાળી નાંખે છે, તેમ બ્રહ્મા સૂર્ય અને ચન્દ્રની આસપાસ જળકૂંડું કરે છે. મૂળ નૈષધના શ્લોકનો આ અનુવાદ છે, પરન્તુ મૂળમાં વાણિયાના નામાની વાત નથી, તેથી એટલી ભાલણની સ્વતંત્ર કલ્પના છે. આ ઉપરથી એમ લાગે છે કે ગામઠી નિશાળે તેણે અક્ષરજ્ઞાન મેળવ્યું હશે અને તે નામુંઠામું પણ ત્યાં શીખ્યો હશે.

આ ઉપરાંત તેણે સંસ્કૃત વ્યાકરણ અને સાહિત્યનો પણ સારો અભ્યાસ કર્યો હતો તેમ તેનાં કાવ્યો ઉપરથી આપણે જાણી શકીએ છીએ. મૂળ કાદંબરીમાં નહિ તેવો એક શ્લેષ તેણે અનુવાદમાં યોજ્યો છે:—

સંનિપાત વ્યાકરણ વિધિ, તિહાં રોગ નહિ દુષ્ટ (પૃ. ૩)

તેણે રામચરિત્ર સંબંધી નાટકો પણ વાંચ્યાં હતાં એમ સીતા-વિવાહના આરંભમાં જણાવે છે.

અનેક કવિએ વર્ણવ્યું નાટક કરીને પ્રબંધ;
કહે ભાલણ ભાષા એ શું રે પદનો કરીને બંધ. (૧, ૪)

તેણે નૈષધ કાવ્ય અને નલચંપૂનો પણ અભ્યાસ કર્યો હતો એમ તે બીજા નળાખ્યાનના આરંભમાં લખે છે:—

નૈષધ, ચંપૂ મહાભારતમાં કવિ કીર્તિ અતિ લીધી;
કાલાંને પ્રીછવવા ભાલણે ભાષાએ એ કીધી.”

નળાખ્યાનમાં નૈષધકાવ્યના પાંત્રીસ શ્લોકોનો સીધો અનુવાદ છે અને નલચંપૂમાંથી કાદંબરીમાં બે શ્લેષ લીધા છે:—

શૂલ પ્રાસાદ ચંડિકા કેરી; ગાંધીનિ પણિ કુષ્ઠ” પૃ. ૩)

આ પ્રમાણે સંસ્કૃત વ્યાકરણ અને સાહિત્યના ગ્રંથોનો તેણે સારો અભ્યાસ કર્યો હતો. આ અભ્યાસ તેણે પાટણમાં કર્યો હતો કે બહારગામમાં અને સંસ્કૃત પાઠશાળામાં કર્યો હતો કે કોઈ શાસ્ત્રી પાસે

તે જાણવાનું સાધન નથી. તે ધ્રુવાખ્યાનમાં પોતાના ગુરુ શ્રીપાતજીનો ઉલ્લેખ કરે છે:—

શ્રીપાતજીની કૃપા કરિનિ કથા કાંઈ કહેવાય,
કહે કવિ હું ગુરુતણા અહોનિશ પૂજું પાય. (૧૮. ૨૦)

આ શ્રીપાતજી પાસે તેણે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હશે. આ શ્રીપાતજી અને નરસિંહ મહેતાની હારમાળાના શ્રીપત્ય પંડિત એક જ હશે એમ હું ધારું છું. માંડલિક રાજા હાર પ્રસંગે તેની માતાની સલાહથી શ્રીપત્ય પંડિતને બોલાવીને નરસિંહની ભક્તિ વિશે તેમનો અભિપ્રાય પૂછે છે. શ્રીપત્ય નરસિંહની ભક્તિ સાચી જણાવે છે અને પોતે ઉનામાં જોયેલો મામેરા વખતનો ચમત્કાર વર્ણવી બતાવે છે. તે પોતાની ઓળખ નીચે પ્રમાણે આપે છે:—

"ત્યવારિ શ્રીપત્ય કહિ," સુણો નિરધાર: મિં જપ જાગ્ય કીધા ત્રણ વાર
મહારુદ્ર કીધા વાર તેત્રીસ; અતિરુદ્ર કીધા વાર એકવીસ,
ભાગવત, ભારત, સુણ્યાં પુરાણ; જુઠ્ઠ બોલવા નારાયણની આણિ;
અનેક તીરથ હું તાં ભમ્યો; મિં માહરો ઘણુઇ દેહ દમ્યો;
પણ નરસિંઆની કથા સાંભલિ, બ્રહ્મહત્યાદિક પાતક ટલિ.
(પદ ૨૯, શ્રી. કે. કા. શાસ્ત્રી સંપાદિત)

આ ઉપરથી લાગે છે કે શ્રીપાત પંડિત બહુ વિદ્વાન અને તે કાળે બહુ પ્રસિદ્ધ હોવા જોઇએ. તે મૂળ પાટણના હોય અને પછી જૂનાગઢમાં નિવાસ કર્યો હોય તો તે ભાલણના ગુરુ સંભવી શકે.

## ધાર્મિક મંતવ્ય

ભાલણના અન્ય ગુરુનો ઉલ્લેખ પણ મળે છે. મામકી આખ્યાનની પુષ્પિકા આ પ્રમાણે છે:—

"ઇતિશ્રી પદ્મપુરાણે ઉમામહેશ્વરસંવાદે ત્રવાડી ભાલણકૃત મામકીનૂં આખ્યાન સંપૂરણ. શ્રી ગુરૂ બ્રહ્મપ્રિયાનંદ નાથજીના પ્રેરાથી લખાણૂં છે. શ્રી" (બુ. પ્ર. ફેબ્રુઆરી, ૧૯૨૭.)

આ બ્રહ્મપ્રિયાનંદ તેના ધર્મગુરુ હોવા જોઈએ એમ હું માનું છું. તે પૂર્વવયમાં શાકત હતો, તેમાંથી આ ગુરુએ તેને રામભક્તિ તરફ

વાળ્યો હશે એમ જણાય છે, કારણ કે આ કાવ્ય તેની પ્રેરણાથી ભાલણે લખ્યું છે અને તેમાં રામનામનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે. જેમ અજામિલ મરતી વખતે પોતાના નારાયણ નામના પુત્રનું નામ લેવાથી વૈકુંઠમાં ગયો હતો, તેમ માખ્ખી નામની વેશ્યા પણ અંત સમયે પોપટને રામનામ બોલવાનું કહેવાથી પ્રભુધામમાં ગઇ હતી.

ભાલણ ઉત્તર વયમાં શાક્ત હતો એ સંબંધી ચાર આખ્યાયિકાઓ સ્વ. નારાયણ ભારથીએ નોંધી છે, તે નીચે પ્રમાણે:—

(૧) કોઈ સાધુએ ચમત્કાર બતાવવાનું આહ્વાહન કરવાથી તેણે દાતણની ચીરી ખોશીને તેમાંથી ઝાડ ઉગાડયું હતું.

(૨) ભાલણ વામમાર્ગની ઉપાસનાની મહાપૂજા કરતો હતો, તેની કોઈએ મુસલમાન અધિકારીને ચાડી ખાવાથી તે જોવાને આવ્યો. તે વખતે દારૂના સીસામાંથી તેણે દૂધ કાઢીને બતાવ્યું અને માંસનો થાળ પુષ્પથી ભરેલો દેખાડયો અને તે અધિકારીને શાપ આપ્યો કે તું સત્તર દિવસ પછી મરણ પામીશ. તે પ્રમાણે તે મરણ પામ્યો.

(૩) બીજે પ્રસંગે એક અધિકારીએ શક્તિ-પૂજામાં સ્ત્રીઓની આસપાસ ઘેરાઇને બેઠેલો જોઈ તેને ઓરડીમાં પૂરીને તાળું માર્યું, પણ સાંઝે તે મીરાંદાતારને સલામ કરવા ગામ બહાર ગયો, ત્યારે દર્ગાહના ઓટલા ઉપર તેને બેઠેલો જોયો હતો.

(૪) ભાલણના પુત્રને જનોઇ આપવાના પ્રસંગે તે ઔરંગાબાદમાં હતો. ત્યાં તેને જનોઇ સંબંધી કાગળ મુહૂર્તના આગલા દિવસે મળ્યો, પણ તે એક રાતમાં જ ત્યાંથી પાટણ આવ્યો હતો.

આ ચમત્કારોની વાતો માની શકાય એવી નથી. છેલ્લી કથામાં ભાલણ ઔરંગાબાદ ગયાનું જણાવવામાં આવ્યું છે, પણ તે તો ભાલણના સમય પછી દોઢસો વર્ષે વસ્યું હતું. ઔરંગઝેબની દક્ષિણની સૂબાગીરી ( સં. ૧૬૯૨ થી ૧૭૦૦ ) વખતે તેણે એ શહેરની સ્થાપના કરી હતી.

આ ચમત્કારોને ન માનીએ તોપણ એટલી વાત સત્ય માનવી પડશે કે ભાલણે તરૂણાવસ્થામાં વામમાર્ગી શાક્ત સંપ્રદાયની દીક્ષા લીધી હશે. આ સમયે તેણે સપ્તશતી અને કદાચ મૃગી આખ્યાનની રચના કરી હશે. તે આખ્યાનોમાં તેની રામભક્તિનો સહેજ પણ નિર્દેશ નથી.

પરન્તુ પાછળથી તે રામભક્ત થયો હતો એ સ્પષ્ટ છે, કારણ કે ત્યારપછીનાં કાદંબરી સિવાયનાં બધાં આખ્યાનોમાં રામભક્તિનો ઉલ્લેખ જોવામાં આવે છે.[૧] કાદંબરીની કથા ધર્મવિષયક ન હોવાથી તેણે તેમાં રામભક્તિનો ઉલ્લેખ નહિ કર્યો હોય. ભાલણ ઉત્તર વયમાં રામભક્ત થયો હતો એ ચોક્કસ છે, પરન્તુ તે રામાનન્દ સંપ્રદાયમાં પ્રવિષ્ટ થયો હતો કે નહિ, તે જાણવાનું સાધન નથી. તેના સમયમાં ગુજરાતમાં રામાનંદી સંપ્રદાયનો પ્રચાર હતો, કારણ કે નરસિંહના હારપ્રસંગનો ભીમ રામાનન્દી હતો.

ભાલણ રામભક્ત હતો એનો વિશેષ પુરાવો એ છે કે ભાગવતના દશમસ્કંધના અનુવાદમાં તેણે કૃષ્ણલીલા ગાઈ છે ખરી, પણ તેમાં તેણે કૃષ્ણને રામ સ્વરૂપે ભજવાનું જણાવ્યું છેઃ—

ભાલણજન ગુણગાન કરે તે સીતાપતિ જાણી." (પદ ૧૧૧)

રામબાલચરિતમાં તો રામને 'ભાલણ ભવભવ ભજશે વેણ', 'ભાલણ પ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર', 'ભાલણ પ્રભુ રઘનાથ માહારો સદાએ રહે સંગ' વર્ણવે છે. એ વચનો ઉપરથી પણ તે રામનો અનન્ય ભક્ત થયો હતો એમાં સંશય રહેતો નથી.

મોઢ બ્રાહ્મણો અને વણિકોના કુલદેવ શ્રી રામચંદ્રજી છે અને પાટણમાં 'રઘુનાથજીનો પાડો' એ નામનો મહોલ્લો છે, જેના પૂજારીઓ મોઢ બ્રાહ્મણો છે અને સેવકો મોઢ વાણિયા છે, તેથી તેણે પોતાના કુલદેવની સ્તુતિ ઉપલાં વાક્યોમાં કરી હોય એમ લાગે, પણ એ વાક્યોના શબ્દો જોતાં તે માત્ર કુલદેવની સ્તુતિના નથી, પણ રામની અનન્ય ભક્તિના છે.

---

૧ ભાલણના પ્રથમ નળાખ્યાનમાં પણ એક જગાએ 'ભાલણ પ્રભુ રઘુનાથ'ની છાપ છે. જુઓ ૧૯મા કડવાની છેલ્લી લીટી.

## કુટુંબ

ભાલણને ઉદ્ધવ અને વિષ્ણુદાસ નામના બે પુત્રો હતા એમ નિર્વિવાદ રીતે કહી શકાય. ઉદ્ધવે રચેલા રામાયણના દરેક કડવાના અંતે તેણે 'ભાલણ સુત ઉદ્ધવ' એમ છાપ મારી છે. વિષ્ણુદાસે પણ ઉત્તરકાંડ રચેલો છે. જો કે હાલમાં મળી આવતો ઉત્તરકાંડ તો ખંભાતના નાગરબ્રાહ્મણ રામજનકુંવરની કૃતિ સાબિત થઈ છે, પણ તેનાં છેલ્લાં બે કડવાં ભાલણસુત વિષ્ણુદાસનાં હોય એમ જણાય છે. તેના અંતની પંક્તિઓમાં તે પોતાને 'ભાલણસુત' જણાવે છે.

ઉત્તરકાંડ સંપૂર્ણ સુણતાં ઉપજે મન ઉહુલ્લાસ
કર જોડી ભાલણસુત વિનવે નિજ સેવક વિષ્ણુદાસ.

ભાલણ મામકી આખ્યાનમાં વિષ્ણુદાસનો ઉલ્લેખ કરે છે:—

"ભાલણની વાણી સાંભળી, વિષ્ણુદાસ પૂછે છે વળી."

આ વિષ્ણુદાસ તેનો પુત્ર હોવાનો સંભવ છે. મામકી આખ્યાન ભાલણની શરૂઆતની કૃતિ સંભવે છે, કારણ કે તેની પુષ્પિકામાં લખ્યું છે કે તે કાવ્ય તેના ગુરુ બ્રહ્મપ્રિયાનંદનાથની પ્રેરણાથી લખ્યું હતું. આથી એ કાવ્યની રચના પંદરમા શતકના અંતમાં કે સોળમા શતકના પ્રારંભમાં સંભવી શકે છે. તેમાં વિષ્ણુદાસ પ્રશ્ન કરે છે, તે ઉપરથી એમ લાગે છે કે એની રચના વખતે વિષ્ણુદાસની ઉમર ઓછામાં ઓછી પંદર વર્ષની હોવી જોઇએ, એટલે એનો જન્મ પંદરમા શતકની છેલ્લી વીશી અટકળી શકાય. આ ઉપરથી ઉત્તર કાંડમાં તેની રચનાનું આપેલું વર્ષ સં. ૧૫૭૫ સંશય પડતું લાગે છે. અને જ્યોતિષ ગણત્રીએ પણ એ વાત સિદ્ધ થાય છે. એ કાવ્યની મિતિ જણાવનારી પંક્તિઓ આ પ્રમાણે છે:—

"સંવત પંદર પંચોતરે શુકલ પક્ષ કાર્તિક માસ,
પંચમી તિથિ બુધવાસરે પૂર્ણ ગ્રંથ ઇતિહાસ.

પરન્તુ જ્યોતિષગણના પ્રમાણે સં. ૧૫૭૫ ના કાર્તિક સુદ પાંચમે બુધવાર નહિ પણ શનિવાર આવે છે. (ઈ. સ. ૧૫૧૮ ઑકટોબર, ૧૩) આથી આ વર્ષ ખોટું લાગે છે. પરન્તુ પંચોતરોને બદલે પનરોતરો (૧૫૧૫) હોય તો જ્યોતિષ ગણત્રીએ એ વર્ષમાં એ તિથિએ ગુરુવાર

આવે છે અને એક દિવસનો જ ફેર રહે છે. (ઇ. સ. ૧૪૫૮ ઑક્ટોબર, ૧૨). આથી ભાલણસુત વિષ્ણુદાસના ઉત્તરકાંડની રચના સં. ૧૫૧૫ માં થયેલી એમ હું હવે માનું છું. આપણે ઉપર જોયું કે ભાલણનો જન્મ સં. ૧૪૬૧માં વધારે સંભવિત છે, આથી સં. ૧૫૧૫માં તેની ઉમર ૫૪ વર્ષની હોય અને તેથી વિષ્ણુદાસ પાંત્રીસ વર્ષની ઉમરનો સંભવી શકે.[1]

સ્વ. નારાયણભારથીએ ચતુર્ભુજ નામના ત્રીજા પુત્રનો ઉલ્લેખ કર્યો છે. તેમણે લખ્યું છે કે તેણે મોઢેરા પુરાણનું કાવ્યમાં ભાષાન્તર કર્યું છે અને તેનાં થોડાં પાનાં પોતાની પાસે છે, પરન્તુ તેમાંથી જે પંક્તિઓ તેમણે પોતાના લેખમાં ઉતારી છે, તેમાં ચતુર્ભુજનું નામ જણાતું નથી. આથી ભાલણના ત્રીજા પુત્રની વાત સંશયગ્રસ્ત લાગે છે.

ભાલણના કુટુંબનાં સ્ત્રીજનો વિશે કંઈ હકીકત મળતી નથી, પણ તેના દશમસ્કંધમાં નીચેની પંક્તિઓ છે:—

"રૂકિમણીને વિવાહે સંતોખાણો નહિ પરિવાર,
તે માટે વિવાહ વિસ્તારે સત્યભામાનો ભાખું," (પૃ. ૨૮૪)

વિવાહની વાર્તા સ્ત્રીજનોને વિશેષ પ્રિય હોય છે, તેથી એટલી વાત તો સ્પષ્ટ છે કે તેના કુટુંબની સ્ત્રીઓ પણ સાહિત્યરસિક હશે. તેના કુટુંબમાં તેનાં આખ્યાનો વંચાતાં અને તે ઉપર ચર્ચા પણ થતી, એ તો આપણે ઉપર મામકી આખ્યાનના ઉલ્લેખમાં જોયું છે.

## સંન્યસ્ત

સ્વ. નારાયણ ભારથીએ જણાવ્યું છે કે ભાલણે સંન્યસ્ત લીધું હતું અને તેની અને તેના ગુરુની સમાધિ હરિહર મહાદેવની જગામાં છે.

---

૧ કાદંબરીની ભાષા ઉપરથી રા. કેશવરામ શાસ્ત્રી જણાવે છે કે તે સોળમા શતકના ઉત્તરાર્ધની છે. (કવિચરિત્ર, ભા, ૧, પૃ. ૧૦૧). તેથી તેનો જન્મ સં, ૧૫૧૫–૨૦ માં થયો હશે, પરન્તુ કાદંબરીની હાથપ્રત સત્તરમા શતકના અંતમાં (સ. ૧૬૯૨) ઉતારેલી છે, તેથી તેમાં મૂળ ભાષા જ સચવાઈ છે એમ કહી શકાય નહિ. ગ્રંથની હાથપ્રત કવિના સમયની હોય, ત્યારે જ તેનાં ઉપરથી કવિના જીવનકાળનો નિર્ણય થઇ શકે.

પરન્તુ ભાલણના સંન્યસ્ત માટે કોઇ લેખી પુરાવો મળ્યો નથી. તેના પુત્ર ઉદ્ધવે રચેલા રામાયણના આરંભમાં નીચેની પંક્તિઓ છેઃ—

"મધુસૂદન આશ્રમ સંન્યાસી સમરી તેનું નામ.
પિતાને પ્રેમે પ્રણામ કરીને ગાવા હરિગુણ ગ્રામ."

આ ઉપરથી પહેલાં મેં અનુમાન કરેલું કે ભાલણે સંન્યસ્ત ગ્રહણ કરીને મધુસૂદનાશ્રમ નામ ધારણ કર્યું હશે. પરન્તુ હવે મને લાગે છે કે એ બે ભિન્ન વ્યક્તિઓ હોવી જોઇએ, કારણ કે એકનું નામસ્મરણ કરે છે અને બીજાને પ્રણામ કરે છે. ભાલણ પુરુષોત્તમ મહારાજ તરીકે પુજાતો હતો એ વાત સત્ય છે, પરન્તુ સંન્યાસાશ્રમનું નામ પુરુષોત્તમ હોઇ શકે નહિ. ઉચ્ચ કોટિના ધાર્મિક પુરુષ તરીકે લોકો તેને માન આપતા હતા એ તો આપણે ભીમનાં કાવ્યોના ઉલ્લેખો ઉપરથી જોયું છે. તેના પોતાના કાવ્યમાં પણ તે સંબંધી ઇશારા છે. મૃગી આખ્યાનમાં તે લખે છે કેઃ—

"સંસ્કૃત કઠણ, કોણ તે પ્રીછે; સાંભળવા કરે મંન. (૧૭,૯)

કાદંબરીમાં પણ જણાવે છે કેઃ—

"મુગધ રસિક સાંભલવા ઇછિ, પણ પ્રીછિ નવિ જાય." (૧,૧૨)

આ ઉપરથી જણાય છે કે તેના આસપાસ તેનું પૂજક રસિક-મંડળ જામ્યું હશે.

ઉપર જણાવેલી ભાલણની સમાધિ ઉપર કોઇ જાતનો લેખ નથી, તેથી ચોક્કસ કહી શકાય એમ નથી કે તે ભાલણની જ છે. વળી તે સમાધિ તેની જ હોય તો પણ તે ઉપરથી એમ નિર્ણય ન થઇ શકે કે તેણે સંન્યસ્ત લીધું જ હશે, કારણ કે ધર્માત્મા તરીકે પુજાતા પુરુષોને જે જગાએ અગ્નિસંસ્કાર કરવામાં આવે છે, તે જગાએ સ્મારક તરીકે દેરીઓ બાંધવામાં આવે છે.

આ સંજોગોમાં ભાલણે સંન્યસ્ત લીધું હતું કે કેમ એ પ્રશ્ન હજી નિર્ણય થયા વિનાનો જ રહે છે.

———●———

# પ્રકરણુ ૩

## કૃતિઓ

ભાલણનાં કાવ્યો અત્યારસુધીમાં જે મળી આવ્યાં છે, તેમાંથી છપાયેલાં કાવ્યો નીચે પ્રમાણે છેઃ—

૧. **શિવભીલડી સંવાદ**—અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક માસિક ( ઇ. સ. ૧૮૮૫ ) અને બૃહત્ કાવ્યદોહન ભા. ૧ ( ઇ. સ. ૧૮૯૦ )

૨. **સપ્તશતી**—પ્રાચીન કાવ્ય ત્રિમાસિક (૧૮૮૭) અને બૃ. કા. દો. ભા. ૫ ( ૧૮૯૫ )

૩. **બીજું નળાખ્યાન**—પ્રાચીન કાવ્યમાળા અં. ૧૧ (૧૮૮૯), બૃ. કા. દો. ભા. ૫ (૧૮૯૫), બે નળાખ્યાન-રા. ચુ. મોદી (૧૯૨૪)

૪. **રામબાલ ચરિત** ( પદ ૧૫ ) પ્રા. કા. મા. અં. ૧૧ ( ૧૮૮૯ ) અને ( પદ ૪૦ ) બૃ. કા. દો. ભા. ૧-આવૃત્તિ ૭ ( ૧૯૨૫ )

૫. **દશમસ્કંધ**—હ. દ્વા. કાંટાવાળા (૧૯૧૫)

૬. **કાદંબરી** ભા. ૧-કે. હ. ધ્રુવ (૧૯૧૬)

૭. **મામકી આખ્યાન**—બુદ્ધિપ્રકાશ ( ફેબ્રુઆરી, ૧૯૨૭ )

૮. **પહેલું નળાખ્યાન**—રા. ચુ. મોદી (૧૯૨૪)

૯. **જાલંધર આખ્યાન**—ગુ. વ. સોસાયટી (૧૯૩૨)

૧૦. **ધ્રુવાખ્યાન**—સાહિત્ય માસિક (૧૯૨૩)

આ પ્રમાણે તેનાં દસ કાવ્યો પ્રસિદ્ધ થયાં છે. જે કાવ્યો હજી અપ્રકટ છે, તે નીચે પ્રમાણેઃ—

| નામ | હાથપ્રત કયા સ્થળે છે | હાથપ્રતનું વર્ષ |
|---|---|---|
| ૧. કાદંબરી ભા. ૨ | ગુ. વ. સોસાયટી | સં. ૧૬૯૨ |
| ૨. મૃગી આખ્યાન | રા. ચુ. મોદી | સં. ૧૭૭૮ |

૩. **સીતા વિવાહ** ગુ. વ. સોસાયટી સં. ૧૮૫૦
૪. કૃષ્ણવિષ્ટિ " નથી.

આ ઉપરાંત ગુ. વ. સોસાયટીમાં દુર્વાસા આખ્યાનનાં ત્રણ કડવાંની એક પ્રત છે, પરન્તુ તેમાં કોઇ જગાએ ભાલણનું નામ નથી. તેથી તે તેનું રચેલું છે કેમ એ ચોક્કસ કહી શકાય નહિ. તેણે સીતા હનુમાન સંવાદ રચ્યાનું કહેવાય છે, પણ તેની પ્રતનો પત્તો લાગતો નથી. શ્રી. કે. કા. શાસ્ત્રીએ તેના રચેલા રામાયણનો ઉલ્લેખ કર્યો છે, પણ તેની હાથપ્રત કયાં છે તે જણાવ્યું નથી ( કવિ ચરિત્ર ભા. ૧, પૃ. ૧૧૦ )

## કાલાનુક્રમ

આ કાવ્યો ભાલણે કયા ક્રમમાં રચ્યા હશે તે કહી શકાય એમ નથી, કારણ કે બીજા નળાખ્યાન વિના એકેમાં તે કાવ્ય રચાયાનો સંવત નોંધાયેલો નથી. બીજું નળાખ્યાન ભાલણની કૃતિ હોય તેમ હું માનતો નથી; એટલે એમ કહી શકાય કે ભાલણે પોતાના એક પણ કાવ્યમાં રચના-સંવત નોંધ્યો નથી. તેનાં કાવ્યોના અનુક્રમ માટે એટલું જ કહી શકાય કે જે કાવ્યોમાં તેની રામભક્તિનો નિર્દેશ ન હોય તે તેની પૂર્વવયના ગ્રંથો અને જેમાં તે નિર્દેશ હોય તે તેની ઉત્તરવયના ગ્રંથો. કેટલાંક કાવ્યોમાં માત્ર એક જ સ્થળે તે સૂચન છે, જયારે બાકીનાં કાવ્યોમાં ઘણી જગાએ સૂચન છે. આથી એક જ જગાએ સૂચનવાળા ગ્રંથો સંધિકાળના હું ગણું છું. આ સિદ્ધાન્ત પ્રમાણે તેના ગ્રંથોના અનુક્રમ આ રીતે નિર્ણીત કરી શકાય છે:—

પૂર્વકાળ—શિવભીલડી સંવાદ, સપ્તશતી, મૃગી આખ્યાન, કાદંબરી,

સંધિકાળ—મામકી આખ્યાન, જાલંધર આખ્યાન, ધ્રુવાખ્યાન, સીતા વિવાહ.

ઉત્તરકાળ—કૃષ્ણવિષ્ટિ, દશમ સ્કંધ, રામબાલ ચરિત

## ગુણાનુક્રમ

ભાલણનાં બધાં કાવ્યો સરખા ગુણવાળાં નથી. ગુણની દૃષ્ટિએ પણ તેના ત્રણ વર્ગ પડી શકે છેઃ—

સામાન્ય—શિવભીલડી સંવાદ, મામકી આખ્યાન, સપ્તશતી, જાલંધર આખ્યાન.

મધ્યમ—મૃગી આખ્યાન, ધ્રુવાખ્યાન, સીતાવિવાહ.

ઉત્તમ—કૃષ્ણવિષ્ટિ, નળાખ્યાન, દશમસ્કંધ, રામબાલચરિત, કાદંબરી.

## પરિચય

આ ગ્રંથોનો અનુક્રમે પરિચય કરીશું. તેમાં તે કાવ્યનો વિષય, કેટલીક ઉત્તમ પંક્તિઓ અને વિશિષ્ટતાઓ ટૂંકામાં નોંધીશું, જેથી કરીને ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ભાલણ કયું સ્થાન ધરાવે છે તેનો વિચાર કરી શકાય.

## શિવભીલડી સંવાદ

આ કાવ્ય બહુ ટૂંકું છે. તેનો વિષય એવો છે કે–એક વખત શિવજી તપ કરવા વનમાં ગયા હતા, તે વખતે પતિપત્નીમાં કલહ ઉત્પન્ન કરાવવાને કલહપ્રિય નારદજી કૈલાસમાં ગયા અને પાર્વતીને કહ્યું કે, તમે જાણો છો કે મહાદેવજી તપ કરવા ગયા છે, પણ એ તો વનમાં ગંગાજીની સાથે લહેર કરે છે.' નારદજી મમરો મૂકીને ગયા, એટલે પાર્વતીજી ભીલડીનો વેશ લેઇને મહાદેવની પરીક્ષા કરવાને વનમાં ગયાં.

"તેજ આણી ત્રિલોકનું ચતુરા વનમાં ચાલી"

ત્યાં તેમણે નૃત્ય કરીને મહાદેવજીને એવો મોહ ઉપજાવ્યો કે તેઓ ગંગા અને પાર્વતી બંનેનો ત્યાગ કરવાને તૈયાર થઈ ગયા, પણ ભીલડીએ તેમનો સ્વીકાર કરવાની ના પાડી. જ્યારે મહાદેવજી બહુ કરગર્યા, ત્યારે

"વસ્ત્ર આડું ધર્યું અને રહ્યાં ઘુંઘટ વાળી;
ઉમયા હસ્યાં મહાદેવશું, કરમાં લેઈ તાળી"

ઉત્તરે એમ કહીને શંકરને ઘેર લેઈ ગયાં કે
"તપ જાણ્યું ત્રિભુવન ધણી, ચાલોને ઘેર જઈએ."

આ કાવ્યમાં કવિએ હાસ્યરસ સારો જમાવ્યો છે. કવિએ તેને 'હરસંવાદ' નામ આપ્યું છે.

## સપ્તશતી

આ કાવ્ય કવિની આરંભની કૃતિઓમાંનું એક જણાય છે, કેમકે તે મંગળાચરણમાં લખે છે કે,

" અલ્પમતિ હું કાંઈ ન જાણું, અહંબુદ્ધિ આણું કવિતણી."

માર્કણ્ડેય પુરાણના સપ્તશતી ઉપાખ્યાન ઉપરથી તેની રચના થઈ છે. કવિએ મૂળનું વફાદારીથી ભાષાન્તર કર્યું છે, એટલે તેમાં કાવ્યચાતુર્યની ખૂબી આવી શકી નથી. એમાં આદ્યશક્તિના હાથે મધુકૈટભ, મહિષાસુર અને શુંભનિશુંભ આદિ અસુરોના થયેલા વધની કથાઓ છે. એમાં या देवी सर्वभूतेषु એ પ્રસિદ્ધ શક્તિ-સ્તોત્રનું પ્રાસાદિક ભાષાન્તર છેઃ—

" જે દેવી સર્વ ભૂતને વિષે વિષ્ણુમાયા કહેવાય,
તે દેવીને નમો ! નમો ! આઇ, નમો ! નમો ! મહામાય."

આમાં કવિએ વીરરસનું ઠીક સિચન કર્યું છે.

## મામકી આખ્યાન

આ આખ્યાન પદ્મપુરાણ ઉપરથી લખ્યાનું તેની પુષ્પિકામાં જણાવેલું છે. તેમાં ટૂંકાં ટૂંકાં આઠ કડવાં છે. મામકી નામની ગણિકા રાત્રે અંધારામાં પોપટના પાંજરા ઉપર હાથ મૂકે છે, પરન્તુ તે પાંજરા ઉપર નાગ બેઠેલો હોય છે તે તેને કરડે છે. તે જાણે છે કે પોપટે તેને ચાંચ મારી, આથી તે પોપટને ઠપકો આપે છે અને રામનું નામ બોલવાનું કહે છે. આ પ્રમાણે અંતસમયે તે રામનું નામ લે છે તેથી તેની સદ્ગતિ થાય છે અને અજામિલની પેઠે વૈકુંઠમાં જાય છે. એની પહેલી કડીમાં કવિ રામને પ્રણામ કરે છેઃ—

"પ્રથમે પ્રણમૂં શ્રીરઘુનંદન, સૂરિનર, મુનિ વંદન રે,
કંદન રાક્ષસ કુલ કેરો સહી રે.

વળી આઠમી કડીમાં રામનામનો મહિમા ગાય છેઃ—

"શ્રીરામ રામ શ્રીરામ જયજે આણિ મન વિશ્વાસ,
એક રામનામ તે સહસ્રને તોલે, પ્રમદા કહું પ્રકાશ."

આથી હું માનું છું કે તે રામભક્તિ તરફ વળ્યો તે અરસામાં આ કાવ્ય રચાયેલું છે. એમાં કવિત્વ બહુ સામાન્ય પ્રકારનું છે.

## જાલંધર આખ્યાન

આ આખ્યાન પણ પદ્મપુરાણ ઉપરથી રચવામાં આવ્યું છે, પરન્તુ તે મામકી આખ્યાન કરતાં વિસ્તારમાં જેમ મોટું છે તેમ ગુણમાં પણ તેનાથી ચડે એવું છે. એમાં બાવીસ કડવાં છે. તેનો વિષય જાણીતો છે. તે આરંભમાં રામની સ્તુતિ કરે છેઃ—

"સીતાપતિ ચરણકમળને પ્રેમે કરૂં પ્રણામ,
બુદ્ધિમાને આખ્યાન બોલું, ગોવિંદના ગુણગ્રામ."

તેમ જ અંતમાં પણ 'ભાલણ પ્રભુ રઘુનાથ' એમ એની ખાસ છાપ અંકિત કરે છેઃ—

"બેહુ કર જોડી વીનવે ભાલણ પ્રભુ રઘુનાથ."

આથી એમ જણાય છે કે રામભક્તિમાં સ્થિર થયા પછી આ કાવ્ય તેણે રચેલું હશે. આ કાવ્ય છે તો સમાન્ય પ્રકારનું, પણ તેમાં કેટલેક સ્થળે ઊંચા પ્રકારનું કવિત્વ દેખાય છે. જાલંધર શંકરનું રૂપ લઇને પાર્વતીને છળવા જાય છે તેનું વર્ણન ટૂંકું પણ મનોહર છે.

"દુર્વારણને તો નન્દી કીધો, લીધો હરનો વેષજી;
બાણ વાગ્યાં, ગાત્ર ભાગ્યાં, રુધિર વહે નિર્દેશજી.
વૃષભ ત્રૂટયો, અંગ વછૂટયો, તેને પણ છે પ્રહારજી;
બે મસ્તક હાથે સાહ્યાં, પુત્રતણે આકારજી.
નયણે આંસુ, પાડતો ફાંસુ, ચાલી ગયો કૈલાસજી.
દુખડું ધરતો, માયા કરતો, ગયો હરતણે આવાસજી."

(કડવું ૧૩)

વિષ્ણુની માયાથી જાલંધરનું માથું વૃન્દા આગળ આવીને પડે છે તે વખતનો તેનો વિલાપ હૃદયવેધક છેઃ—

"સુખની વેલાં દુખ તો આવ્યું, પાપ તણો નહિ પારજી.
પિયુ પડયા મુને મર્ણ ન આવ્યું, તો શેની સાધ્વી નારજી.
પિયુડા માહરા એમ કાં પોઢયા? ઉત્તર દો એક વારજી.
અબળા ઉપર રીસ શી એવડી? તેનો કહો વિસ્તારજી.
મુખકમળ કાં કરમાણું, જે તેજ તણો અંબારજી?
કોમળ અંગે કયમ સહ્યા ત્રિશૂળતણા, પિયુ, પ્રહારજી?
મારે કોય છે નહિ તમ વિના આધારજી.
આણ તમારા ચર્ણકમળની, જો જીવું લગારજી."

(કડવું ૧૮)

## મૃગી આખ્યાન

આ આખ્યાનનું વસ્તુ શિવપુરાણ ઉપરથી લેવામાં આવ્યું છે, પણ મૂળનું ભાષાન્તર નથી. તે તેમાં આર્યધર્મ શાસ્ત્રોનું પોતાનું જ્ઞાન અને દુનિયાદારીનો અનુભવ સુંદર રીતે દર્શાવે છે. કવિએ તેમાં મહાશિવરાત્રિના પૂજનનો વિધિ બહુ ઝીણવટથી વર્ણવ્યો છે. આ આખ્યાન લખતી વખતે કવિનો કાવ્યરચના ઉપર સારો હાથ બેસી ગયો હોય તેમ જણાય છે. આ કાવ્ય હજી અપ્રકટ છે. તેથી તેમાંથી કંઈક વિસ્તારથી ઉતારા કરીશું. આખ્યાનની કથા ટૂંકામાં આવી છેઃ– એક શિકારીને શિવરાત્રિને દિવસે કંઈ શિકાર ન મળ્યો તેથી રાત્રે ઘેર ન જતાં સાથે પાણી પીવાનું પાત્ર લઈને એક બીલીના ઝાડ ઉપર શિકારની શોધમાં બેઠો. ઝાડની નીચે શિવનું લિંગ હતું. તે રમતમાં અને રમતમાં બીલીપત્ર તોડીને નીચે નાંખતો તે શિવલિંગ ઉપર પડતું હતું. તેમ જ ભૂખને લીધે તેને નિંદ્રા આવી નહિ, તેથી જાગરણ થયું અને ટાઢને લીધે મુખમાંથી 'શી, શી' કરતો હતો, તેથી તેને શિવજાપનું ફળ મળ્યું. આ રીતે અજાણતાં તેને શિવપૂજા સિદ્ધ થઈ અને તેની બુદ્ધિ નિર્મળ થઈ, તેથી તે રાત્રે હરણિયાં ત્યાં આવ્યાં પણ તેમનો તેણે વધ કર્યો નહિ. કવિએ બેકાર માણસના

ગૃહસંસારનું ચિત્ર હૃદયંગમ દોર્યું છે:—

"ચિંતા ચિત્ત કરેવા લાગો, " કાં ન દીસિ પિરિ,
આહાર એકનો નવ્ય પામ્યો, શી પિરિ જાઉં ઘરિ.
નારી ભૂખી, બાલક ભૂખ્યાં, ઘરમાંહાં નહી કાંઈ અંન;
એક દિવસ ઉધારે આપે એહવો નહી કો જંન.
જો જાઉં તો વઢશે નારી, બાલક સાંહામું જોશે;
ઠાલો આવ્યો મુઝને દેખી કરૂણાદષ્ટિ રોશે.
શિશુ રૂદન કરતાં જોઈ, તે આરત્ય કો (હ)ણશે ?
પાડોસી વટતાં દેખીને, ઊભાં હાંસુ કરશે.
તે માટિ રહુ અહીં રાત્યે, જે કો આવે હાથ્ય,
અર્ધ નિશાએ લેઇ જઇને, સંતોખું સર્વ સાથ્ય." (કડવું ૨)

શિકારી ઘેર ખાલી હાથે પાછો આવે છે, ત્યારે

"એહવું ચિંતવતો ગયો ઘરિ, દીઠી દુખતણી તાં પિરિ;
રૂએ બાલક ભૂખ જ ઘણી, વારી રાખે તે સુંદરી.
તે નહીં જે ભક્ષ જ કરિ, નાંનડીઆં બાલક કલકલિ.
પોતે ઘરિ આવ્યો જેટલિ, ઉઠીને વલગાં તેટલિ.
માંસ તો નવ્ય દીઠું પાસ, ભુખિ થઈ ગયાં નિરાશ."
(કડવું ૧૧)

ભાલણ પત્નીની મહત્તા આ રીતે જણાવે છે:—

"પહિલું પ્રાણવલ્લભાં મરિ, ધિક્ પુરૂષ જે જીવ જ ધરિ.
નારી વિના મિથ્યા અવતાર; સ્રીપાખિ સુનો સંસાર;
નારી વિના સુનું સ્મશાન, નારી વિના મંદિર-ઉદ્યાન;
દોહિલિ દે આધાર કલત્ર, સ્રી સમો કોઇ નહી મિત્ર;
વ્યાધતણી વૈદ્ય સુંદરી; અનાથનિ સાથી તે ખરી;
ગૃહકાર્ય નારી પ્રધાન; ધર્મતણું તો મૂલ નિદાન:
નારી વિના નર જીવિ જેહ, દૈવિ રાખ્યો તેહનો દેહ;
સ્રી નહિ ત્યાં નહિ આધકાર; દીઠી મિટિ આવિ બાહારિ,
કઠિણ પ્રાણ તે માહારો સહી, પ્રમદા સંગિ ન જાએ વહી.
(કડવું ૯)

પુરુષ વિનાની સ્રીની કરુણ દશાનું ચિત્ર સાહિત્યમાં ઘણી જગાએ જોવાને મળશે, પણ વિધુર પુરુષની દુખિયારી હાલતનો ચિતાર અન્યત્ર મળવો મુશ્કેલ છે.

શિવપૂજન માટે બ્રાહ્મણોને કેવી રીતે નોતરવા તેનો વિધિ જણાવતાં અભણ બ્રાહ્મણો પ્રત્યે ભાલણ આ રીતે તિરસ્કાર બતાવે છેઃ-

"ત્રયોદશી નિશાએ બ્રાહ્મણને જઇ ધામ,
આમંત્રણ ઇમ વિનેશું દેવું તે કરવા કામ.
મૂરખ, દંભક, જૂઠાબોલા, બહુ જાચક તો જેહ,
વેદંઅયોહાણા વિપ્રને તેડવા નહિ ત્યાં તેહ.
મૂરખ દ્વિજવર જેહનો, કાર્ય મિથ્યા થાય;
દાન આપે અજાણે, તો નર્કમાંહે પલાય.
આચાર, બ્રાહ્મણપણું કાંઇ, જાત્ય તો નવ્ય હોય;
વણ ભણ્યે આચાર કયાહોથી? મન વિમાસી જોય.
ચૌદ વાડવ તેડવા એવાં કહી વચંન,
'કાલ્ય કરવા આવજોજી મુંહને તો પાવન.
કામક્રોધને પરવરી, પવિત્ર રાખી મંન,
ઉપાવાસી રહીને કૃપા કરવી, શિવ તણો છે દિન.'
ઇમ કહી દ્વિજ તેડવા તેહને ઘણાં દેઈને માન;
ચરણ પખાલી પૂજા કરવી બેસરવા તે સ્થાન." (કડવું ૧૭)

આ કાવ્ય રચતી વખતે ભાલણની ખ્યાતિ કવિ તરીકે જામી ગઈ હતી તે નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છેઃ—

"શિવપુરાણે કથા સુંદર, મૃગલીનું આખ્યાન,
સકલજનને પ્રીછવા ભાષાએ કીધું ગાન,
સંસ્કૃત કઠિણ તે કોણ તે પ્રીછે? સાંભલવા કરે મંન,
તેહને કાજે સુગમ કીધું જોઇને વચન." (કડવું. ૧૭)

આની સાથે સરખાવો કાદંબરીની પંક્તિઓઃ—

"મુગધ રસિક સાંભળવા ઇછિ, પણિ પ્રીછી નવિ જાય.
તેહનિ પ્રીછવા કારણિ કીધું ભાલણિ ભાષાબંધ." (કડવું. ૧)

આ ઉપરથી જણાય છે કે જે અરસામાં કાદંબરીની રચના થઈ તે અરસામાં જ મૃગી આખ્યાન લખાયું હશે.

## ધ્રુવાખ્યાન

ધ્રુવાખ્યાનની કથા ભાગવતના તૃતીય સ્કંધમાં છે.* કવિ પણ તેનો ઉલ્લેખ કરે છે.

"તૃતીય સ્કંધે કથા કહી તે બ્રહ્માંડની ઉત્પત્ય." ( કડવું ૧ )

આ કાવ્ય 'સાહિત્ય' માસિકમાં છપાયું છે. તેની હાથપ્રત વડોદરાની ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટમાં છે. એ કાવ્ય છપાયા પહેલાંનો તેની નકલ એક મિત્ર પાસે ઉતરાવી મંગાવી હતી અને તેની બીજી પ્રત પાટણમાંથી મળી હતી, જેનાં પાઠાંતરો મેં ઉતારી લીધાં છે. 'સાહિત્ય' માસિકનો અંક દુષ્પ્રાપ્ય હોવાથી એમાંથી ઉતારા થોડાક આપીશ. ધ્રુવની માતા ધ્રુવને વનમાં ન જવા માટે નીચેના શબ્દોમાં સમજાવે છે:

"ક્ષણું એક તુંય વિના ન ચાલે, ન રહિ માહારૂં મંનજી.
ઘેરિ બેઠાં અહર્નિશ આરાધો સ્વામી જગજીવંનજી.
ગો વિના તો વછ કિમ જીવે ? વારિ વિના તો મીનજી ?
નીડ વિના તો પક્ષી નવિ જવિ, તુંઅ વિના હૂં દીનજી.
કુંઅર કયમ રહું હું એકલી ? કોણ કરે માહારી સારજી.
તુંય વિના હુ કહિ પિરિ જીવું ? ન રૂચે અન્ન ને વારિજી.
આશા મોટી તાહારી મુજનિ, જીવું તેણે આધારજી.
ઘિરિ બેઠા બહુ ભોગ ભોગવો; રાજ્ય તણું શું કામજી ?
મંદિર આપણ દ્રવ્ય ઘણું છે, અતિ ઉત્તમ ઠામજી.
અહર્નિશિ તાહારૂં મુખ જોઉં, આનંદ પામું ધામજી.
ઇમ કરતાં કાંઇ કૃપા કરશે, સ્વામી તો શ્રી રામજી.
પાંચ વરસનો તું તો બાલક એકલડો કિમ જાયજી ?
વાત, શીત નિ ઘર્મતણું દુઃખ તે કિમ ખમે તારી કાયજી ?
વાઘ, સિંહ ને શૂકરના ભય તે તો કેમ ખમાયજી ?
ક્ષુધા, તૃષા નિ નિદ્રા પીડે; કિહિ પિરિ રિહવાયજી.
નીલ, ન્યાહાર ને જંબુક, વાનર, શાર્દૂલ વિકરાલજી,

* છેલ્લા કડવામાં તે કાશીખંડનો પણ ઉલ્લેખ કરે છે:—
" વિશેષે કથા જે હશે, તે કાશીખંડનો વિસ્તાર " ( કડવું ૧૮ )

કોટરમાંહિ વિષધારી છિ ઠામિ ઠામિ બહુ વ્યાલજી,
અનેક પક્ષી એહવા દીસિ, જાણીએ કૃતાંત કાલજી.
વિષમ વસુધા, ગુફા ગહ્વર, તુંગ શૈલ વિકરાલજી.
માયાવી બહુ રાક્ષસ મોટા ધરે રૂપ અનેકજી;
નાનાવિધના ભય ઉપજાવિ ક્ષણું રહિ નહી વિવેકજી.
બોલાવ્યા ઉત્તર દેવાને નહી માણસ એકજી.
રવિનાં કિરણ નથી અડયાં તુજને, કિમ રહે મુજ વતરેકજી?
કુંઅર માહારા ભુખ લાગશિ, કોણ આપશે અન્નજી?
નીર તૃષાએ તો નહિ પામો, કિમ રહેશિ તાહારૂં તનજી?
(કડવું ૫).

આમાં માતાનું વત્સલ હૃદય પુત્રના વિયોગના દુખે કેવું આર્દ્ર થયું છે? ધ્રુવને દર્શન આપ્યા પછી વિષ્ણુ ભગવાન તેને પાછો જઈ રાજ્ય સંભાળવાનું કહે છે, તે વખતે ધ્રુવ આ પ્રમાણે પ્રત્યુત્તર આવે છેઃ-

"તહ્મારા ચરણકમલ હૂં પામ્યો, પ્રત્યક્ષ તો દર્શન,
તે મેહેલી ભૂલો કાં હીંડૂ, સ્વામી અશરણશર્ણ:
સુવર્ણ મહેલીનિ કો મૂરખ શીસું લેવા જાય ?
ચિંતામણિ મુક્તાફલ મેહેલી કાચ એહેવા કો જાય?
એકાદશી વ્રતને મેહેલી પોસો લે કો મૂઢ?
ગંગાજલ મેહેલીને નાહે કૂપે, ગરૂડારૂઢ?
તુલસીપત્ર ત્યજી ગ્રહે વિજયા? કામધેનુ પય જેહ,
કરહા દૂધ પીએ કો મુરખ આણી મનશું નેહ?
અશ્વ ત્યજી ગર્ધભ ચઢે કો? ગોપીચંદન જેહ,
તેહ ત્યજી માટીએ ખરડે કોમલ દેખી દેહ?
નેતિ નેતિ એમ નિગમ જ બોલે, કોય ન જાણે પાર;
અકલસ્વરૂપ, આદિ, અવિનાશી, અશરણશરણ મોરાર.
યોગીશ્વર બહુ તપ જ સાધે દર્શન તહ્મારાં કાજ,
ઇડા પિંગલા નિત્ય સાધે, અન્ન ઉદક કરી ત્યાજ.
સ્વપ્નાંતરિ તો તે નવિ પામિ, વાછિ તમ દર્શન;
તે તો મુઝને કૃપા કીધી, સ્વામી જગજીવન.

અનેક રાય બહુ યજ્ઞ કરે છે અશ્વમેધાદિક જેહ,
પ્રત્યક્ષ તો દર્શન ન પામિ સ્વામી તમારૂં તેહ.
તે તો હું તહ્મને પામ્યો છું તપ કરીનિ પ્રૂઢ;
વલી શા માટે મોહ પમાડો, સ્વામી ગરૂડારૂઢ ?
ચરણ તહ્મારિ આવ્યા પૂંઠે માયા સ્પર્શ ન થાય:
તે માંહે મુઝને કાં મહેલો છો, સ્વામી વૈકુંઠરાય ?
નાશાત્મક સંસાર જ જૂઠો, અતિશિ દુખદાતાર,
નર્કતણું તો એહ દ્વાર છિ: શું દેખાડો સાર ? (કડવું ૧૪)

આમાં નિષ્કામ ભક્તિનો મહિમા જણાવેલો છે. આગળ જતાં સ્વાયંભૂ મુનિ ધ્રુવને ઉપદેશ કરે છે, તેમાં વેદાન્તનું પરમતત્ત્વ ભરેલું છેઃ—

"જીવને બ્રહ્મ જુઆ નથી, સુત સાંભળો રે
એક સ્વરૂપ જ હોય, કુંઅર પાછા વળો રે.
માયા સંગ કર્યા થકી, સુત૦ દેહી નામિ તે હોય, કુંઅર૦
માયા જાંહાં લગિ છ.ડે નહિ, સુત૦ ત્યાંહાં લગિ ફેરા ખાય. કું૦
તેહથકી અલગો થયો, સુ૦ પામિ વૈકુંઠરાય, કું૦
ઉદકમાંહિ યમ ચંદ્રમા, સુ૦ નાનાવિધ દીસે રૂપ. કું૦
ત્યંમ પિંડિ બ્રંહ્માડિ વ્યાપી રહ્યો, સુ૦ સકલ ભૂતમાંહિ ભૂપ કું૦
વસ્ત્ર જૂનાં યમ પરહરી, સુ૦ નવાં ધરીએ તંન, કું૦
ત્યમ એ દેહને ત્યજી, સુ૦ પુનરપિ પામિ જંન, કું૦

× × × × ×

છીપોનિ રૂપા યશી, સુ૦ ભાસિછિ સહી મંન, કું૦
નેત્ર મનિ વિકાર નથી, સુ૦ મોહ પામિછિ જંન. કું૦
રજ્જુ સર્પ માને સહી, સુ૦ તેહનો ભય આણે અપાર, કું૦
પણ વ્યાલ તો કાંઈ નથી, સુ૦ તે તો અજ્ઞાનિ આકાર, કું૦
જીવનિ અગ્નિ બાલે નહી, સુ૦ તેહેને ભેદી ન સકિ વાર, કું૦
શસ્ત્રછેદન તો નવિ કરિ, સુ૦ તેહને વાયુ ન શોષે લગાર, કું૦
(કડવું ૧)

## સીતાવિવાહ

આ આખ્યાનની પ્રત માત્ર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં છે. તેનો પાછળનો અર્ધો ભાગ સં. ૧૮૫૦ માં ઉતારેલો છે, પણ પહેલાંનો ભાગ તેથી સોએક વર્ષ પહેલાંનો છે. આ કાવ્ય રામાયણનો ભાગ નથી, પણ સ્વતંત્ર આખ્યાન છે અને ભાલણે તે રચવામાં રામાયણ ઉપરાંત રામચરિત્ર સંબંધી કાવ્યો અને નાટકોનો આધાર લીધો છે એમ તેના મંગળાચરણ ઉપરથી જણાય છેઃ—

અનેક કવિજને વર્ણવ્યું નાટક કરીને પ્રબંધ;
કહે ભાલણ ભાષાએશું રે પદનો કરીને બંધ. (૧, ૪)

આ કાવ્યનું નામ 'સીતાવિવાહ' પ્રસિદ્ધ છે, પણ કવિ તો તેને 'રામવિવાહ' કહે છેઃ—

બ્રહ્મસુતા ! કરૂં વિનતિ, આઈ ! આપો બુદ્ધિ વિશાલ;
રઘુનાથજીનો વિવાહ ગાઈશ, જેહ કથા રસાલ, (૩)
વિવાહ રામલક્ષ્મણ તણો જે કરે શ્રવણે પાન,
તે માત ઉદરે આવે નહિ રે લક્ષચોરાશી ખાણ. (૪)

ભાલણની શ્રેષ્ઠ કૃતિઓમાં આ કાવ્યની ગણના થઇ શકે એવું તો નથી, છતાં પણ તે છેક ઉતરતી કોટિનું નથી. તેની મધ્ય કૃતિઓમાં એનો સમાવેશ થઇ શકે એમ છે, તે નીચેના ઉતારા ઉપરથી જણાશે.

વિશ્વામિત્ર રામને યજ્ઞની રક્ષા કરવા તેડવા આવે છે, ત્યારે દશરથ લઘુવયના બાલકને આવા શબ્દોમાં મોકલવાની ના પાડે છેઃ—

ધનુર્વિદ્યા નથી જાણતો, નથી દીઠો કહીં સંગ્રામ:
રાક્ષસ આગળ રહી ન સકે, એ શું માગો, સ્વામ ?
હૂં સેના લઇ અતિ ઘણી આવું તહ્મારે સાથ,
યજ્ઞની રક્ષા કરૂં હો ધનુષ્ય ગ્રહીને હાથ.
એ સુત દોહલે પામ્યો છૂં વૃદ્ધપણે, ભૂદેવ !
દૃષ્ટિ થકી જો કરૂં અળગો, પ્રાણ હરૂં તતખેવ.
એહેની માતા એ પણ રહી ન સકે, એહ છે આધાર;
તે માટે પ્રભુ રહેવા દ્યોને, કરો અહ્મારી સાર. (૨૫-૨૮)

આમાં પિતાનું વત્સલ હૃદય ભાલણ વ્યક્ત કરે છે. આનો વિશ્વામિત્ર જે દલીલોથી જવાબ આપે છે, તે પણ વિચારવા યોગ્ય છે:—

વળતા વિશ્વામિત્ર બોલ્યા, આપિ કુંઅર એક;
મોટાનું કારણ નથી, સાંભળો સહુ વિવેક.
અલ્પ અંકુશ હોએ સહી, તેણે ગજ રહે મહા ગૂઢ,
તિલમાત્ર તાં પાવક દહે ઇંધણભાગ જે પ્રૂઢ.
વજ્રને પ્રહારે ગિરિ પડે, વજ્ર છે સૂક્ષ્મ અપાર.
દીપક તાં નાહાનો હોએ પણ, ટળે સર્વ અંધકાર.
વયનું કારણ નથી પણ, તેજનું કારણ;*
તેજવંત નાહાનોએ મોહોટો, તું છો ચતુરસુજાણ.
તાહારે કાંઈ કારણ નથી, સેનાનું નહિ આપ.
રાક્ષસ સઘળા નાશ થાશે તાહારા પુત્રને પ્રતાપ.' (૨૯ થી ૩૩)

અહલ્યાનો ઉદ્ધાર કર્યા પછી વિશ્વામિત્ર રામલક્ષ્મણને સાથે લેઈ સીતાસ્વયંવર માટે મિથિલા જવા નીકળે છે, અને ગંગાનદી પાર કરવાને હોડીમાં બેસવા જાય છે, તે વખતે હોડીનો માલેક રામચંદ્રજીનું ચરણોદક લેવાને માટે એક યુક્તિ કરે છે:—

કડવું ૧૨

રાગ આશાઉરી

ઋષિજન ને રઘુવીરજી, ત્યાંહાથી આવ્યા ગંગાતીરજી,
આનંદ પામ્યા મનમાં અતિ ઘણો રે

ઢાળ

આનન્દ પામ્યા અતિ ઘણો ને નાવિક તેડયો ખેવ,
'પાર પેલે પમાડો અમને તે અવશ્યમેવ.'
નાવિક વળતો બોલીઓ, 'સાંભળો, માહારા સ્વામ
સાથ સહુકો નાવે બેસો, નહિ બેસારું રામ.
વાર્તા મે સાંભળી છે — ચરણરેણુથી અપાર,
અહલ્યા તો થઇ સ્ત્રી સહી, પાષાણ ફીટી નાર.
આજીવિકા માહારી એહ છે, જુઓ મન વિવેક,

* સરખાવો रघुवंशनु એક ચરણ: तेजसां हि न वयः समीक्ष्यते । ૧૧, ૧

સ્ત્રી થાતાં વાર ન લાગે, કાષ્ટ પાષાણ એક.
આજીવિકા ભાગે માહારી, આગે એક સ્ત્રી છે ઘેર;
બે મળીને શૂં જમે ? હૂં શી કરૂં તો પેર ?'
હસી વિશ્વામિત્ર બોલ્યા, 'ચરણરેણે સ્ત્રી થાય,
તે માટે ગંગાજળ લેઇને પખાળો હરિપાય.'
હસીને હરિ હેઠા બેઠા રામ અશરણશર્ણ;
નાવિકે ગંગાજળ લેઈને પખાલ્યા તો ચર્ણ.
બ્રહ્માદિક બહુ ધ્યાન ધરે, દર્શન ન પામે તેહ,
નાવિકને દયા કરી રે પૂર્ણબ્રહ્મ હરિ જેહ.　　(૧૪૬ થી ૧૫૩)

આમાં ભાલણે માર્મિક હાસ્યનું ચિત્ર દોર્યું છે. ખલાસી ઉપર ઉપરથી કેવો ભોળો અને સરળ હૃદયનો લાગે છે અને છતાં પણ અંદરખાનેથી કેવો યુક્તિબાજ જણાય છે! ખરેખર કવિએ નાવિકના મુખ ઉપર ભોળપણની સાથે ખંધાસ્મિત ( roguish smile )-ના ભાવની રેખાઓ અદ્ભુત કુશળતાથી ચીતરી છે.

દશરથ રામને પરણાવવા અયોધ્યાથી જાન જોડીને મિથિલા જાય છે, તેનું વર્ણન ભાલણે વિશદતાથી કર્યું છે:—

પ્રથમ વિપ્ર વેદ જે ભણે, અગ્નિહોત્ર આવાસ તે તણે.
આગળ પાઠ જુજુઆ ભેદ, કેટલાએક વખાણે વેદ.
જન્મપત્રી વર્ષફળના જાણ, તે સાથે તેડયા દઈ માન.
સમ્યક્ ધર્મશાસ્ત્ર તો લહે, શુભ અશુભ કર્મ જે કહે,
શીલોચ્છવ્રત જીવે જેહ, સેનામાં બહુ આવ્યા તેહ.
પુરાણશાસ્ત્રનું કરે વખાણ, તે સાથે તેડયા દઈ માન.
જાણે કાવ્ય ને કહે પુરાણ, સહસ્ર નાટક ભેદ પ્રમાણ,
કેટલાએ કવિ કાવ્ય જે કરે, તે સેના સાથે પરવરે.
જ્યોતિષશાસ્ત્રનું વર્તે માન, વ્રત ગ્રહણ કહે પ્રમાણ.
કેટલાએક માંડે નેશાળ, અંચ્યારૂ ભણાવે બાલ.
કેટલાએક ગામતરૂં કરે, કાગળ લેઇ સઘળે પરવરે.
નાવતણા આચારજ્ય જેહ, સેનામાં બહુ આવ્યા તેહ.
એક હૈયા ઉપર મહેલે પાહાણ, અન્ય સેવે હૃદે સારંગપાણ.
ધીણોજા દેશથી ઉત્પન્ન, તે સાથે તેડયા રાજંન.

ક્ષત્રી આયુધ ધરે છત્રીસ, સઘળા તેડયા તે અશેષ.
બીજા મહારથી અનેક, ગજરથ અશ્વ બેઠા નેક.
વૈશ્ય લેઇ આપણા વ્યાપાર, વૃષભ ઉપર ભર્યા ભાર;
વ્યાપારી સઘળા તે ઘણું, કારજ લેઇ ચાલ્યા આપણું.
જાણે હેમ ને વેચે ગ્રહે, ઘાટ ઘડે તે સાથે લહે.
નાનાવિધ ભૂષણના રચનાર, સાથે જડીઆ ને સોનાર.
રજમાંહેથી સુવર્ણ હરે, મેલી ભેલી એકઠું કરે.
નાંણાવટી પારખાં કામ, વ્યાજ લેઈને આપે-દામ,
હુંડી દ્રવ્ય ચલાવે જેહ, સેનામાં બહુ આવ્યા તેહ.
એક ગર્દ્ભવ ઉપર ઘંટી ધરે, પિષ્ટ કરે જવારાં ઉતરે.
સુખડીઆ સાથમાં અપાર, એક વેચે સાકરતણા અંબાર.
શેકયાં પલાળ્યાંના વેચનાર, તે રાએ તેડયા સાર.
લોહાર ને કુંભાર, માળી તંબોળી ને સુતાર.
જે જેને તેડએ અન્નપાન, તે તેને તેડે રાજાન.
ગાંધર્વ ગાય નૃત્ય જે કરે, ભેર ભૂંગળ સરણાઈ ધરે.
આનંદભર તે ચાલી જાન, કહે ભાલણ મેં કીધું ગાન.

આમાં ભાલણના સમયની સામાજિક સ્થિતિનું કંઈક અંશે ભાન થાય છે.

## કૃષ્ણવિષ્ટિ

આ કાવ્યનાં ચાર જ પદો મળે છે. છેલ્લું પદ મેં 'ભાલણ' નામના પુસ્તકમાં પ્રકટ કર્યું હતું. એ ચારે પદો આ પુસ્તકના અંતે છાપ્યાં છે. આ કાવ્ય ખરી રીતે કૃષ્ણવિષ્ટિ કહેવાય નહિ. આ તો કૃષ્ણ વિષ્ટિ કરવા જાય છે, તે વખતે તેના વિરોધમાં દ્રૌપદી પોતાનો સખ્ત વાંધો જણાવે છે તે સંબંધી પદો છે, એટલે તેને 'દ્રૌપદી પ્રકોપ' નામ આપી શકાય. ભાલણે આખી કૃષ્ણવિષ્ટિ લખી હશે કે કેમ તે શંકા ભરેલું છે, કેમકે બધીએ પ્રતોમાં માત્ર આ ચાર જ પદો જોવામાં આવે છે.

## નળાખ્યાન

ભાલણે નળાખ્યાનની કથા મહાભારતમાંથી લીધી છે, પરન્તુ તેમાં નૈષધ કાવ્યના ત્રીસ–પાંત્રીસ શ્લોકોનો આધાર પણ લીધો છે. આ કાવ્યમાં એક જ જગાએ–ઓગણીસમા કડવાના અંતે–રામભક્તિનું સૂચન છે:—

" જેણી પેરે રાખે તેણી પેરે રહીએ, ભાલણપ્રભુ રઘુનાથ રે. "

આ કાવ્યના મંગળાચરણમાં કે છેવટની ફલશ્રુતિમાં પણ રામભક્તિનું સૂચન તેણે કરેલું નથી, તેથી આ પંક્તિ કદાચ ક્ષેપક હોવાનો સંભવ છે, તેથી તેણે આ કાવ્ય પણ રામભક્ત બન્યા પહેલાં–સંસ્કૃત સાહિત્યના અભ્યાસકાળમાં રચેલું હોય એમ જણાય છે. આ આખ્યાન તેની ઉત્તમ કૃતિઓમાંનું એક છે. તેની ભાષા પ્રાસાદિક છે. નૈષધ કાવ્ય જેવા કઠિન કાવ્યના શ્લોકોનો અનુવાદ પણ તેણે બહુ સરળ કર્યો છે. પરન્તુ એની શૈલી સરળ હોવાની સાથે દુર્બળ નથી; તેમાં પ્રતાપ અને ઓજસ્ છે. સંસ્કૃત કઠિન શબ્દોની સાથે તે લોકપ્રચલિત રૂઢ ભાષાનો પણ ઉપયોગ કરે છે. તે વાંચીને આપણા પ્રાતઃસ્મરણીય વિદ્વાન્ કેશવલાલભાઇની શૈલીનું સ્મરણ થાય છે. નળાખ્યાનનાં વર્ણનો ટૂંકાં ટૂંકાં છે, તેથી કંઈક ઊણપ લાગે છે, પરન્તુ કેટલીક જગાએ ટૂંકાં હોવા છતાં અસરકારક છે. આમાં હાસ્યરસ નથી, શૃંગારરસ ઠીક છે, પરન્તુ કરુણરસ સર્વશ્રેષ્ઠ છે. ભાલણે મહાભારતનાં પ્રાચીન પાત્રોની ઉદાત્તતા જાળવી રાખી છે અને પ્રેમાનન્દની માફક પોતાના જમાનાનો પહેરવેશ પહેરાવીને તેમને હાસ્યાસ્પદ બનાવ્યાં નથી.

ભાલણના નામે 'બીજું નળાખ્યાન' પ્રકટ થયું છે, પરન્તુ તે ભાલણની કૃતિ હોય તેમ હું ધારતો નથી. તેનાં કારણો નીચે પ્રમાણે છે:

(૧) આ આખ્યાનની એક પણ હાથપ્રત મળતી નથી.

(૨) ભાલણે પોતાના એકે કાવ્યમાં તેનો રચ્યા સંવત જણાવ્યો નથી, છતાં આ કાવ્યમાં જણાવ્યો છે, અને તેમાં પણ માસ, તિથિ કે વાર નથી;—

"પંદરસેં પીસતાળીસ માંહિ, ગાયા નળગુણગ્રામજી."

(૩) ભાલણ પોતાનાં છૂટક પદોના અંતે 'ભાલણ પ્રભુ રઘુનાથ' લખે છે, પણ કોઇ પણ આખ્યાનના દરેક કડવાની નીચે તેમ લખતો નથી. પરન્તુ આ આખ્યાનના પ્રત્યેક કડવાની નીચે તેણે 'ભાલણ પ્રભુ રઘુનાથ' લખ્યું છે.

(૪) જે જે કાવ્યમાં આ પંક્તિ હોય છે, તે મૂળના ભાગ સાથે અર્થમાં જોડાયેલી હોય છે, પરન્તુ આ કાવ્યમાં ઘણી જગાએ આ પંક્તિ છૂટી પડી ગઇ હોય તેમ જણાય છેઃ—

"દેવ જોઈ આનંદ પામઇ, એવી છે દમયંતી,
ભાલણપ્રભુ રઘુનાથના, દમયંતી ગુણવંતી." (કડવું ૧૪)

"ઇમ ગોષ્ટિ હુઇ ઘણી, નળરાય નમીએ પાય.
ભાલણ પ્રભુ રઘુનાથના, નળ દૂત થઇને જાય. (કડવું ૯)

"ચોરી તમારાથી ન રખાય રે, રાખીએ તો જાણ સહુને થાય રે.
ભાલણ પ્રભુ રઘુનાથના એમરે, બોલ્યો વિચારી સર્વે ક્ષેમ રે.
(કડવું ૧૨)

"થઇ ઇન્દ્રસેના એક પુત્રીજી, પ્રસરી કીર્તિ બહુ સૂત્રીજી,
ભાલણ પ્રભુ રઘુનાથજી, પુણ્યશ્લોકનો શોભે સાથજી. (કડવું ૧૪)

આ પ્રમાણે ઘણાં કડવાંમાં છે. આથી ઊલટું તેના દશમસ્કંધ કે રામબાલચરિતમાં જોઈશું તો 'ભાલણ પ્રભુ રઘુનાથ' એ શબ્દો મૂળ કાવ્યની સાથે અસંબદ્ધ નથી જણાતા.

(૫) કેટલાક શબ્દો માત્ર પ્રાસ મેળવવા ખાતર જ મૂક્યા છેઃ—

"શારદા, સંપૂર્ણ કરજો કૃપા મુજ પર આજ,
પુણ્યશ્લોકના ગુણ ગાવા મતિ દિઓ, મહારાજ (૧, ૧૧)

પ્રાસ મેળવવા ખાતર શારદાનું વિશેષણ 'મહારાજ' મૂક્યું છે.

'દેવ ક્રોધી તવ થયા, એ શું બોલે, મૂઢ?
સત્વર કાજ સાધ્ય જઇને, સંભારિ મા ચૂઢ." (૯, ૧૮)

છેલ્લું ચરણ નિરર્થક છે.

"ધર્મ રહે ને સ્વાર્થ થાયે, કરો, નારી, તિમ.
વરૂં તો હું નાર નીરો ધર્મ સહિત રહી ક્ષિમ" (૧૧, ૧૨)

'રહી ક્ષિમ' નિરર્થક છે. એટલું જ નહિ પણ પ્રાસ મેળવવા 'ક્ષેમ'ને અશુદ્ધ કરી 'ક્ષિમ' બનાવ્યો છે.

"થોડે જઇ વળ્યો રાય પાછો, થતો મનમાંહિ આછો" (૧૯,૧૬)

અહીં પ્રાસ મેળવવા ખાતર 'દુઃખી' ના અર્થમાં 'આછો' શબ્દ મૂકયો છે.

"એ ભાગમાં ન્હેંચાયું હદે, હીંડોળાવત થયું ઉદે." (૧૯, ૧૨)

હદેની સાથે પ્રાસ માટે 'ઝુલતું' ના અર્થમાં ઉદે શબ્દ યોજ્યો છે.

"મહીષ રિંછ ઘણાં ત્યાંહિ, ક્રૂર અનેક છે પક્ષી રે,
મ્લેચ્છ વસતા ત્યાં ઘણા, કોઇ નવિ નીરખઇ દક્ષી." (૨૧, ૩)

'પક્ષી' સાથે પ્રાસ મેળવવા 'દક્ષ'નો 'દક્ષી' કર્યો છે.

"આ રહ્યા સ્વામી, એવું કહે આવી કુણ રે ?
આ સિંહ સન્મુખ આવતો, પૂછું જઈ હું ઊણુ.

'ઊણુ' શબ્દ નિરર્થક છે.

(૬) ઘણા શબ્દો ખોટા અર્થમાં યોજવામાં આવ્યા છેઃ—

"એવિ દીઠો રમતો હંસ, જિનાં શિથિલ થયાં છે અવતંસ" (૩,૬)

'અવતંસ' શબ્દનો અર્થ અલંકાર થાય; અહીં હંસનાં પીંછાંના અર્થમાં લખ્યો છે.

"તેના મોહમાં મોહ્યા સર્વ, પૃથ્વીમાં દમયંતી રૂપપર્વ." (૮,૯)

'રૂપપર્વ એટલે શું ? પર્વનો અર્થ સ્થાન થઈ શકે નહિ.

"પરિઘ સરખા પુષ્ટ છે." (૧૩,૭)

રાજાઓને પરિઘ જેવા જાડા કહ્યા છે. 'પરિઘ'નો અર્થ બારણાની ભૂંગળ થાય. તે જાડી ન હોય.

"હું આવી તાહારે સહાય" (૧૭,૨૩)

'સહાય'નો અર્થ શરણ કર્યો છે.

"અજાતશત્રુ, સાંભળો, થયો કર્કોટક લઘુરૂપ;
પ્રવર જેટલું સ્વરૂપ જોઈ, હરખ્યો મનમાં ભૂપ." (૨૩,૧૦)

'પ્રવર'નો અર્થ ગોત્ર થાય. તે અર્થ અહીં થતો નથી. પ્રા. કા. મા. ના ટીકાકારે 'આંગળીનું બેડકું' અર્થ લખ્યો છે તે શા આધારે ?

"હડે આકાશે ઘોડલા, પડયું રાયનું વસ્ત્ર;
બાહુકને લેવા કહ્યું: ઘણો દાખવીઓ દસ્ત્ર." (૨૬,૩૫)

'દસ્ત્ર' જેવો સંસ્કૃતમાં કે ગુજરાતીમાં કોઇ શબ્દ જ નથી. ટીકામાં તેનો અર્થ અભિમાન લખ્યો છે.

ભાલણે તેનાં અન્ય કાવ્યોમાં પ્રાસ મેળવવાને નવા શબ્દો બનાવ્યા નથી કે તેના અર્થોમાં ફેરફાર કર્યા નથી તો આમાં શું કરવા તેમ કરે ? ભાલણ જેવા શબ્દસ્વામી અને સિદ્ધહસ્ત કવિને શબ્દો માટે આમ ફાંફાં મારવાં પડે ?

(૭) આ આખ્યાનના રચનારે તેને ભાલણના સમયનું ઠરાવવાને 'વદઇ', 'નમઇ' જેવાં પ્રાચીન રૂપો મૂક્યાં છે, પણ તેને પ્રાચીન ગુજરાતીના વ્યાકરણનું જ્ઞાન નહિ હોવાથી ઘણી જગાએ તેમ કરવામાં ઠોકર ખાધી છે.

"કવિતા કરવા વિનવિછિ, મન કરો, દેવા, મુદા" (૧, ૫)

પહેલા પુરુષ એકવચનમાં 'વિનવિ છિ' રૂપ છે, તેને બદલે પ્રા. ગુ. નું રૂપ 'વિનવૂં છૂં' હોવું જોઇએ.

"મારૂં મંદિર અટપટૂં છાં" (૧૦,૧૧)

ત્રિ. પુ. એકવચનમાં 'છાં' ને બદલે 'છઈ', કે 'છિ' જોઈએ.

"મંદહાસ્યે દમયંતી વદઇ, સુણઇ, નળ ભૂપાળ;
દેવતાને નમઇ વંદૂ, મુને વરો તત્કાળ." (૧૧, ૨)

'નમઈ' સંબંધક કૃદન્તમાં છે. તે પ્રા. ગુ. પ્રમાણે ખોટું છે. 'નમીને' ના અર્થમાં પ્રા. ગુ. માં 'નમીય' વપરાતું.

"મન હોય જો પિયર જાઈ, તો આપણે બંને જાઉં, રાઈ" (૧૮,૨૭)

પ્રા. ગુ. માં 'જાઈ' ને બદલે 'જાવા' શબ્દ હોવો જોઇએ. પ્ર. પુ. બ. વચનમાં 'જાઉં' છે તે પણ અશુદ્ધ છે, 'જઇએ' જોઇએ.

"તિરસ્કાર ત્યાં કોઈક કરતા, કોઇક પૂછતા, 'કુણ છું' રે' (૨૧,૪૭)

બીજા પુ. એકવચનમાં 'છું' એ આધુનિક ચડોતરી પ્રદેશમાં વપરાય છે. પ્રા. ગુ. માં 'છઈ' કે 'છાં' રૂપ હતું.

ભીમને કહ્યું ભામિની, 'તજે દમયંતી દેહ,
અવધિ કરી ઉગારી છાં: પઠવો બ્રાહ્મણ જેહ. (૨૬,૧૪)

'છાં' ને બદલ 'છઇ' કે 'છિ' જોઇએ,

પ્રાચીન ગુજરાતીના વિશિષ્ટ ભાષારૂઢિના પ્રયોગોમાંથી એક પણ આમાં નથી. દા. ત. સતી સપ્તમી–એક સમે ઋતુરાજ રાજતિ (કાદંબરી). ભૂતકૃદંતનો અકર્તરિ પ્રયોગ–શાહાને કાજે હૂં ઝાલ્યો છૂં (પ્ર. નળાખ્યાન), ભૂપિ સખી પૂછી (કાદંબરી) સપ્તમીને સ્થાને પંચમીનો પ્રયોગ–સેવાથી ચૂકિ નહિ (કાદંબરી) વિશેષણ અને વિશેષ્યના પ્રત્યયો બદલાઈ જવા–આશ્રમ એણિ–એ આશ્રમમાં (કાદંબરી)

આ સિવાય બીજા પ્રયોગો–શું ભઇ (અહો), ઉતારિ ચાઉ (ઉતારે જાઓ), હાથિ કર્યું (હાથમાં લીધું), શાભણી (શામાટે), વસ્ત્ર વધેરી (વસ્ત્ર ફાડી), વાત ધાલુ ધાટિ (વાત ગોઠવી-ને કહો), આતા (પુત્ર), આઈ (મા), ઉપાસુ (ઉત્પન્ન કર્યું), નિપાયુ (નિપજાવ્યું), ઉજાઇ (ઝડપથી જાય), ઉગવિ (સૂકવે), તવારાં (ત્યારે), જવારાં (જ્યારે), ધાંખ, ઉફરાટી, વગેરે. આમાંનો એક પણ પ્રયોગ આ નળાખ્યાનમાં નથી.

(૮) પહેલા નળાખ્યાનની અસર નાકર, મેઘરાજ, નયસુંદર, પ્રેમાનન્દ, આદિ કવિઓનાં નળાખ્યાનોમાં જોવામાં આવે છે. પરન્તુ બીજા નળાખ્યાનની અસર કોઈ પણ કવિના નળાખ્યાનમાં જોવામાં આવતી નથી. જો બીજું નળાખ્યાન ભાલણે રચેલું હોત તો તેની અસર કોઇ ને કોઇ કવિના કાવ્યમાં જોવામાં આવત, કારણ કે તે પહેલા નળાખ્યાન કરતાં વધારે સરલ હોવાથી તે પુષ્કળ પ્રચાર પામ્યા વિના રહેત નહિ.

આ બધાં કારણોથી બીજું નળાખ્યાન ભાલણની કૃતિ હોય એમ સંભવતું નથી.

## કાદંબરી

ભાલણે બાણકૃત સંસ્કૃત કાદંબરીનું કાવ્યમાં ઉપાખ્યાન લખ્યું છે. સં. કાદંબરીનાં જે ભાષાન્તરો થયાં છે તેમાં તે જૂનામાં જૂનું છે. કાલક્રમમાં તે અપૂર્વ છે, એટલું જ નહિ પણ ગુણમાં પણ સર્વોત્કૃષ્ટ છે. વળી કોઈ પણ ભાષામાં તેનું પદ્યમાં ભાષાન્તર હજી સુધી થયું નથી. બહુ સમાસવાળી એ કઠિન કૃતિને ભાલણે બહુ સરલ અને પ્રાસાદિક બનાવી દીધી છે. તે ઉપરાંત મૂળની રસિકતામાં પણ ક્ષતિ આવવા દીધી નથી. તેનો પૂર્વ ભાગ પ્રાતઃસ્મરણીય કેશવલાલ ધ્રુવે પચીસ વર્ષ ઉપર પ્રકટ કર્યો હતો, તેથી તેમાંથી ઉતારા આપવાની જરૂર નથી, પરન્તુ ઉત્તર ભાગ અપ્રકટ છે, તેમાંથી એક ઉતારો જોઈશું.

વૈશંપાયન ! કાં હૂં વાહી ? તૂં અતિ કોમળ અંગ, કુંઅર
વનિ જવાનિ વેળા નોહિ; ખેલુ માહારી ઉછંગ.
આતા ! એકલા કેહી પિરિ રિહિસુ ? ફણગરનાં ચાંહાં કોડિ.
શૂન્ય અરણ્યમાંહિ કોએ ન દીસિ, માનુષ બીજું જોડ.
શૈયા સુંદર કુણ કલપશિ ? નિદ્રા કરશુ કિમ
ભૂખ્યાં સુખડી કુણ આપશિ ? અરણ્ય એકલાં ઈમ.
તરસ્યા થાશુ, વાહાલા માહારા ! કુણ તિ પાશિ નીર ?
શીત, સ્વાદુ, સુગંધ, મધુર, અતિ નિર્મલ ભાવિ, વીર !
ઉછંગ મેહેલિ નિ, સુત ! માહારૂ, કિહાં સુખિ સુવા મંન ?
સમાન સુખ દુઃખ યે ભોગવિ, સગિ વધૂ નહિ વંન.
માહારિ મન મનોરથ હુતુ, વધૂ લાગશિ પાય;
તે દર્શન દુર્લભ થ્યૂં તાહારૂં; હાડિ મેહેલિ આગિ.

વત્સલ અને કરુણ રસના મિશ્રણનો આ કેવો સુંદર નમૂનો છે માતાના હૃદયની લાગણીઓ કવિએ કેટલી કુશળતાથી વ્યક્ત કરી છે ! મૂળ સંસ્કૃતમાં પણ આટલી આર્દ્રતા નહિ જણાય !

ભાલણે મૂળનો કથાસાર એકલો નથી આપ્યો, પણ મૂળની કલ્પનાઓ અને અલંકારો બહુ સુન્દર રીતે ગુજરાતીમાં ઉતાર્યા છે. કેટલીક

જગાએ તો મૂળના તર્કમાં સુધારો વધારો કરી મૂળની ખૂબી ઓર દિપાવી છે. એક બે નમૂના જોઈએ. મૂળમાં એક કલ્પના આવી છે:–

अपरशशिशङ्कया नक्षत्रमालयेव हारलतया कृतमुखपरिवेशम्

આમાં મોતીની માળાને નક્ષત્રમંડળની અને મુખને ચન્દ્રની ઉપમા આપી છે, પરંતુ મુખચન્દ્રમાં લાંછન કયું તે જણાવ્યું નથી. ભાલણે તે ભાષાન્તરમાં ઉમેર્યું છે:—

મુક્તામાલાઇ મુખ શોભિ જાણિ ઉડુગણિ ઇન્દુ !
ઉપમા જાણિ કલંકકલા ઇમ કુંકુમતિલક સુબિન્દુ ! (પૃ. ૫)

લલાટમાંના કંકુના ચાંલ્લાને ભાલણે મુખચન્દ્રના લાંછનની ઉપમા આપી છે ! *

મૂળમાં એક કલ્પના આવી છે:—

मुहुर्निगलितांशुकसंभ्रमद्विगुणीकृतभुजयुगलप्रावृतपयोधरतया दत्तालिंगनसंज्ञेव ।

આમાં ઉત્તરહિંદમાં સ્ત્રીઓ ચાદર ઓઢે છે, તેનો એક છેડો સંભ્રમથી ખસી જાય તેથી પયોધર ઉપર હાથની અદબ વાળી રાખી, તે જાણે આલિંગનની સંજ્ઞા હોય–તેવી કલ્પના છે.

ભાલણે પોતાના દેશના પોશાક પ્રમાણે માથેથી સાડીનો છેડો ખસી જાય અને પયોધર ઉઘાડું થાય તે ફરી પાછું ઢાંકતી એમ ફેરફાર કર્યો છે, એટલું જ નહિ, પણ બગાસું આવતાં મોઢે હાથ ધરીને ચુંબનની સંજ્ઞા બતાવી છે.

જંભા ખાઇ; મુખિ કર ધરિં; ઊઢણું શિરથી ઉતરિ;
સાન જાણિ આલિંગનની, પયોધરિ પાછું ધરિ ! (પૃ. ૧૪)

બીજે એક સ્થળે માત્ર સાદી કલ્પનાને ભાલણે વધારે રસિક કરી છે:—

न जानाम्येव किमाजन्मतः प्रभृति शैशवं ते स्मृत्वात्मानमनुशोचामि ।
उत यौवनाभोगकारिणीं वर्तमानां रूपशोभाम् ।

* આ કલ્પના પ્રેમાનન્દે નળાખ્યાનમાં ઝીલી છે:—
" ઇન્દુમાં બિન્દુ બિરાજે જાણે ઉડુગણ ભોમ ! "

અર્થાત્—હું સમજતી નથી કે જન્મથી આરંભી તારા બાલપણ-ને યાદ લાવીને શોક કરું! કે તારી જુવાનીની હાલની છટાને સંભારીને શોક કરું ?

મૂળની આ સાદી કલ્પનાને બહલાવીને ભાલણ કેવી માતૃહૃદયની કોમળ ઊર્મિથી રંગે છે !:—

શૈશવ સમરી તાહારૂં રે, આવિ અતિ ઘન શોક;
રમતુ જોઇ તુંહને પણ જી કહેતા લોક !
યૌવન દેખી તાહારૂં રે, હૂં અતિ થઈ રલિયાત,
જાણ્યૂં વહૂ ઘરિ આવશિ, થાઈશ વરની માત !

ભાલણે અનુવાદમાં પોતાના નવા વિચારો પણ ઉમેર્યા છે. કાદંબરીની વિરહદશાના વર્ણનમાં નીચેની બે કલ્પનાઓ તેની પોતાની છેઃ—

"કંદુક લેઇ ઉછાલી આવતુ ઝાલી હાથિ.
સાન જાણિ ઇહ પરિ તૂં ગ્રહ્યૂં મિ તૂં નાથ.
સખીનિ ચુંબન કરિ નિ ધરિ ગાલ કપોલ,
કટાક્ષ રાખિ, લલિત ભાંખિ નયન તાં અતિ લોલ !

આમાં યુવતીના સ્વભાવનું કેવું યથાસ્થિત ચિત્ર છે! બીજી એક જગાએ સ્ત્રીઓની વિનોદ–ઉક્તિઓમાં તેણે એક સુંદર ઉક્તિ પોતાના તરફથી વધારી છે. શૂદ્રકને સ્નાન કરાવતી દાસીઓના સંભાષણનો પ્રસંગ છેઃ—

એક કહિ, રહી કાં અલગી ? એટલામાંહાં શું થાકી ?
એક કહિ, ના; એ અતિ શીલી પ્રમદા છિ અતિ પાકી! (પૃ. ૧૦)

એક જગાએ બાલચેષ્ટા અને માતૃહૃદયનું બહુ સુંદર ચિત્ર ભાલણે નવું ઉમેર્યું છેઃ—

વાત કરતી એમ કહિ, મિથ્યા ગયુ એ કાલ !
હદિશૂં ચાંપ્યૂં નહિ ચુંબન દેઇ બાલ !
નાહાના નાહાના દંત બિ નિ સુંદર મુખનું વાન,
પુત્ર હસતુ નહિ દીઠુ કરાવતાં પયપાન !
ચરણ વાગિ ઘૂઘરી, અંગુલિ વલગુ જાય;

એ સુખ હું પામી નહિ ! હવિ કિશુ કરૂં ઉપાય ?
નેસાલિથી ભણી આવિ, પાટિ ખડિઉ હાથિ:
આઇ ! કહી બોલાવતુ ધરિ બાલ ઘાલિ બાથિ !
એ ઉરિઉ વીતુ નહિ, જે પુત્રમાતા નામ ?

કહે છે કે જર્મન કવિ ગેટે धन्यास्तदंगरजसा मलीनीभवन्ति એ કાલિદાસની પંક્તિ વાંચીને નાચી ઊઠયો હતો. તો ભાલણનું આ ચિત્ર જોઈને તે શું શું ન કરે ?

## રામબાલચરિત

ભાલણે રામબાલચરિત લખ્યું છે, તે તેની સર્વોત્કૃષ્ટ કૃતિ હોય તેમ જણાય છે. આખું કાવ્ય તો મળી આવ્યું નથી, પરન્તુ તેનાં ચાલીસ પદો મળ્યાં છે. તેમાં સીતાસ્વયંવર સુધીની હકીકત છે. આ ચરિત કડવાંબદ્ધ નથી, પણ છૂટાં પદરૂપે છે. તેમાં ભાલણે એક બાલકનું જીવન તાદૃશ્યરૂપે ચીતર્યું છે, એ ઉપરથી જણાય છે કે તેણે બાલસ્વભાવનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો હશે. એ ચાલીસે પદો પ્રકટ થઈ ગયાં છે, તેથી તેમાંથી વિસ્તૃત ઉતારા આપવાની જરૂર નથી, માત્ર થોડીક પંક્તિઓ જોઇશું:—

કર કાંશી, ઘુઘરડા ને ગેડી, મૈયા રજ લુહે તેડી તેડી;
નિરંજન નાહાના ને નાગા દેખી અમરતણા ભય ભાગ્યા.
આઘા લાવે ને પાછા દોડે, ફરે રવિશશી જેમ જોડે;
રમતા આવે ને રાયને ભેટે, વાઘા વસ્ત્ર છૂટે કટિ હેઠે. (પદ ૨૩)

વળી,

નેત્રસરોજ અંજાવતાં દોડી દૂર પ્રભુ જાય;
કાજળ ખરડી રે આંખડી, જનની અતિ રે અકળાય.
'આતા ! આંખ અંજાવીએ, નૌતમ ! દુખે નહિ નેણ;
આંખથી આદિત્ય ઉપન્યા–માનું મિથ્યા છે વેણ !
પાએ ઉરાડે રેણુકા, માતા મન ધરે રીસ;
એ રજ શિવજી શોધે સદા, વિરંચિ ચઢાવે શિશ.
મહેલો માંહ્ય મસતી કરે, કુંઅર દોડયા રે દોડય,
હોડે પડયા હારે નહિ; જોવા સરખી જોડય !

ખાંતે ખોળામાં ખેલતાં વળી વળી કરે પયપાન.
ભાલણ પ્રભુ રઘુનાથજી ઓળખ્યા અંતરની માંહ્ય. (પદ ૩૦)

તોફાની બાળક માને કેવી રીતે પજવે છે તેનું ચિત્ર પણ જુઓઃ

દૂરથી આવે હરિ દોડતા જનની બેઠી હોય જ્યાંહ,
કાજળે ભુંસે છે કાંચળી બેશી ખોળાની માંહ.
ધાવી ધરાઇ કરે કોગળા: સૌને છાંટે શરીર;
'એંઠા થઇએ તે આપણે, ધર્મધુરંધર ધીર !'
છેડો ઝાલી માતનો ઢોળી પાડે છે ઘર્ણું.
ભાલણપ્રભુ રઘુનાથજી ! રાખો સદા તમ શર્ણું. (પદ ૩૧)

આવો વત્સલરસ અને બાલસ્વભાવનું આવું સુંદર દશ્ય જગતની ભાષાઓના સાહિત્યમાં ભાગ્યે જ મળશે !

## દશમ સ્કંધ

ભાગવતના દશમસ્કંધનો પદ્યાનુવાદ ઘણા ગુજરાતી કવિઓએ કર્યો છે, પરન્તુ શ્રેષ્ઠકૃતિઓ તો ભાલણ અને પ્રેમાનન્દ એ બેની જ છે.* પ્રેમાનન્દના દશમમાં પણ ભાલણના દશમ જેવો વત્સલરસ નથી. ભાલણે દશમસ્કંધની રચના પદબંધ અને કડવાબંધ બે રીતે કરી છે. બાલચરિત તો તેણે છૂટક છૂટક પદોમાં જ ગાયું છે. આ ભાગ તેનો સર્વશ્રેષ્ઠ છે. તેમાં પણ બાલજીવનનાં સુંદર ચિત્રો છે. એક જોઇએઃ—

રિખંતો પાધરો ગૌધન વચ્ચે જાય, સર્પ સુતા તણી પૂંછડી સ્હાય.
કાદવે ખરડયો કૃષ્ણજી રુવે, માતા આવીને કર ધુવે.
ધાવતાં ધીર થઇ હાર જ તોડે; આંજતાં આંખનાં કાજળ ચોળે.
એક કહે હરિને, 'હાઉ આવે !' ધ્રૂજતો જઈ માતાને ધાવે. (પદ ૩૪)

યશોદા કુંઅરને કેવી રીતે લાડ લડાવે છે એ જુઓઃ—

આંગણુડે રમો, મનમોહન ! તો મન માને માહારૂં રે.
પ્રાણપેં મુજને અધિકું વાહાલું, સુંદર મુખડું તાહારૂં રે,

---

* નરસિંહ મહેતાનાં પણ કૃષ્ણબાલચરિતનાં સુંદર પદો ભાલણનાં પદોની સ્પર્ધા કરે તેવાં મળ્યાં છે, પણ તેનો આખો દશમસ્કંધ મળ્યો નથી.

ક્ષણું એક બેસો, તો મનમોહન ! ગુંથું તાહારી ચોટી રે;
ફુલેલ ઘાલીને ગુંથુ, જ્યમ તે થાએ મોહોટી રે.
નયણે કાજલ સારી, નિલવટ તિલક કરૂં કેસરનું રે.
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનું રે.
મારા સમ છે, મનમોહન ! માંખણ રોટી ખાઓ રે,
ઉપર સાકર દૂધ શીરાવો; જ્યમત્યમ મોટા થાઓ રે. (પદ ૧૯)

યશોદા ઉદ્ધવને કૃષ્ણના બાલપણનાં સંભારણાં કહી સંભળાવે છે, તેમાં પણ માના વ્હાલસોયા હૃદય ઉપરાંત બાલસ્વભાવનું અનેરું દર્શન જોવા મળે છેઃ—

ઉદ્ધવ કહેજો, ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે,
પુત્રતણાં સુખ અમો ભોગવ્યાં; હવે થાઓ તમે માત રે !
ખોળે બેસારી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે:
એ સુખ તો તમો નથી પામવું, અમ્રતપેં અતિ મીઠું રે.
કરે કરી નવનીત માગતો, પ્રેમે કરતો લાડ રે;
એ સુખ તો તમો નથી દેખવું, જો હિમે ગાળો હાડ રે.
આંખ આંજતી ને તિલક કરતી, વાહાલો જાતો નાશી રે;
એ સુખ તો તમો નથી દેખવું, જો કરવત મૂકો કાશી રે.
ગોળી જે વારે ઓલંભે આવતી, જૂઠું જૂઠું રોતો રે;
તે કૌતક બ્રહ્માદિક આવી વિસ્મય પામી જોતો રે. (પદ ૨૮૬)

કૃષ્ણ મથુરામાંથી પાછા ગોકુળ ન આવ્યા ત્યારે યશોદા આ રીતે કલ્પાંત કરે છેઃ—

મીઠડા માવજી રે ! મારે મંદિર આવો;
પ્રેમે પીરસું, પરમાનન્દ ! કુર ને દૂધ શીરાવો.
મથુરા રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું કો નહિ આણે હેજ રે.
ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહિ ચાંપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહિ કાંપે રે.
માતા નહિ થાઉં તમારી, ધાવ કહીને જાણો રે !
મેં બાંધ્યો જે માખણ માટે, તેણે રોષ ભરાણો રે !

કાલિંદી માંહે તમ ઉપર જે હું નહિ ઝંપાવી રે;
જાણું છું, તે વાત સંભારી રીસ મનમાં આવી રે!
તેં દીધો તેમ કો દે નહિ, પ્રીત કરીને છેહ રે.
ભાલપ્રભુ રઘુનાથ! સંભારો એક ઘડીનો નેહ રે. (પદ ૨૪૧)

ખરેખર યશોદાના એક ઘડીના સ્નેહના વહાલે જોગીઓનાં હજારો વર્ષનાં તપ ન જ આવે. આમાં વત્સલ અને કરુણરસનું કેવું અદ્ભુત મિશ્રણ છે! હવે શૃંગાર અને કરુણના મિશ્રણનું એક ઉદાહરણ જોઇએ. વિરહાતુર વ્રજાંગના આ પ્રમાણે વિલાપ કરે છેઃ—

રાત દિવસ હું ટળવળું, પણ સ્વપ્નમાંહે નવ દેખું જી;
એક જીહ્વાએ શું કહું તે દુઃખતણું તો લેખું?
આંગણડે ઊભી રહું; જાણું, આણી વાટે આવે જી,
નયનકટાક્ષે નિહાળતાં તનના તાપ સમાવે.

મોહનમુખના મરકલડા સંભારી સંભારું જી;
જોવા જીવ તપે ઘણું, પણ સ્વજન રાખે વારી.

ગૌ દોહતાં એમ જાણું, આ દૂધ હરિને પાઉં જી;
વળી વિમાસણ એમ કરું, કયમ દુર્જનમાંહે સમાઉં.

લાજે કહી શકું નહિ બેનડી! તુજને કાંઇ જી;
એક વાર, જાણું, ઓચિંતાં સુંદરવર દે સાંઇ!
મનમાં ઇચ્છા અતિ ઘણી, કહું નહિ પ્રકાશી જી;
વિધાતાએ શે નવ સરજી નન્દના ઘરની દાસી?
આશા કીજે અતિ ઘણી, પણ દૈવને વશ પ્રાણી જી;
એવું વાહાલું કો નહિ જે હરિને આપે આણી! (પદ ૧૭૦)

પ્રેમાનંદ એક રસમાંથી બીજા રસમાં સરકી જવામાં કુશળ છે, જ્યારે ભાલણ રસોના મિશ્રણમાં કુશળ છે.

# પ્રકરણ ૪

## ભાલણની ખ્યાતિ

ભાલણના નામનો કોઈ પ્રાચીન કવિએ ભાગ્યે જ ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે,* તોપણ તેના વિચારો ઘણા કવિઓએ ઝીલેલાં હોય એમ પ્રાચીન કાવ્યસાહિત્ય વાંચતાં જણાય છે. તે આપણે અનુક્રમે જોઈએ:—

### વસન્તવિલાસ

વસન્તવિલાસના એક બે દુહાના શબ્દો ભાલણના કાવ્યમાં આવે છે. તેનો બેતાળીસમો દુહો જુઓ:—

સકલ કલા તૂં નિશાકર ! શા કરે સઇરિ સંતાપ ?
અબલા મ મારી કલંકી ! શંકી હુવઈ પાપ.

એની સાથે ભાલણના નળાખ્યાનની નીચેની તૂક સરખાવો:—

ઇન્દુ આવી જંઘાને રે અડે છે નિર્લજ થઈ;
કલંકી શું કરે નહિ, જે લાજ તો તાહારી ગઈ ?

વસન્તવિલાસના ૬૨મા દુહાનો ઉત્તરાર્ધ જુઓ:—

રંગિ નિરૂપમ અધર જિ; **અધર જિસ્યાં પરવાલ**

આના છેલ્લા ચરણના શબ્દો અખંડિતરૂપે ભાલણના દશમસ્કંધના સત્યભામાના આખ્યાનની એક પંક્તિમાં જોવામાં આવે છે.

"ચંચલનયણી, શશિધરવયણી, **અધર જશાં પરવાલ.**

'વસન્તવિલાસ'ની હાથપ્રત સં. ૧૫૦૮ માં લખાયેલી મળી છે, એથી એનો કર્તા ભાલણનો સમકાલીન હોવો જોઈએ. આથી આ વિચારો ભાલણે એમાંથી પણ લીધા હોય.

---

*પ્રેમાનન્દના માર્કંડેયપુરાણના ચંડીચરિત્રમાં ભાલણના નામનો ઉલ્લેખ છે:—

ભાલણ, માધવ, દેવસૂરિ, વળી કણબી તમજો એક,
એમણે દેવીમહાત્મ્ય પ્રાકૃત કર્યાં, ધરી અર્થનો ખરો વિવેક.

## નરસિંહ મહેતા

નરસિંહ મહેતાનાં ઘણાં પદોમાં ભાલણના દશમસ્કંધના પદોના વિચારો જોવામાં આવે છે. થોડાક જોઈએઃ—

### નરસિંહ

૧. મીઠડા બોલા મોહનજી ! તમો માખણ સાકર લીજે રે (પદ ૧૮૫)
૨. દૂધ કઢી, માંહી સાકર ભેળી માહારા વાહાલાને પાઉં રે (પદ ૪૦૮)
૩. કોણ મિલાવે માહારા પિયુને, તેને લાગુ પાય રે (પદ ૪૦૯)
૪. માં, માં, કરતાં કાનજી મારી બાહુલડી મોડી રે (પદ ૪૧૩)
૫. ચોળીના બંધ વછુટયા, અધર અમ્રત રસ પીધો રે,
સેજતણું સુખ કહ્યું નવિ જાએ, જે પિયુજી પ્રેમ ધરી રે (પદ ૪૪૮)

આની સાથે ભાલણના નીચેના ભાવ સરખાવોઃ—

૧. મીઠડા માવજી ! મારે મંદિર આવો રે
પ્રેમે પીરસું પરમાનન્દ ! ક્રૂર ને દૂધ શીરાવો (પદ ૨૪૧)
૨. દૂધ કઢયું લઉ નિજ ઘેરથી, સમ દઇને પાઉં (પદ ૯૫)
૩. કો મેલાવે માવને, જે માગે તે આપુંજી. (પદ ૧૭૦)
૪. ના, ના; માં, માં; રહો, રહો; કરતાં હૃદયાશું લેઇ ચાંપી રે(પદ ૧૭૨)
૫. હરિ સામું જોવંતાં મારી ચોળી તણી કસ તૂટી જી.
પછે વાત હું શી કરૂં ? મેં લાજે નવ કહેવાય જી.

આ ઉપરાંત એક પદ થોડા ઘણા ફેરફાર સાથે બંને કવિઓના નામે ચઢેલું મળી આવે છે. ભાલણનું પદ ૧૬૮–" કહેરે મને કામિની ! તું કાં શ્વાસ ભરાણી જી ? " દશમસ્કંધમાં છે, એટલે તે તેનું હોવા વિષે શંકા નથી. પરન્તુ નરસિંહનું પદ ' સાંભળરે તું સજની મોરી ! રજની કેઈ પેરે રમીએ જી' તેના નામે અન્ય કવિએ લખ્યું હોય એમ જણાય છે, કારણ કે નરસિંહ મહેતા જેવો સિદ્ધહસ્ત કવિ આખું ને આખું પદ પોતાના નામ ઉપર ચઢાવવાનું ચૌર કર્મ કરે નહિ. એજ પદ દયારામના નામે પણ ચઢયું છે.

### નાકર

નાકરે પોતાનુ નળાખ્યાન ભાલણનું નળાખ્યાન વાંચ્યા પછી લખેલું હોય એમ જણાય છે, સરખાવોઃ—

### ભાલણ

૧. બ્રાહ્મણની તો વરૂણી કરતાં સિંધુ ન થયો મરૂઆડે;
   તો શું પુણ્ય કર્યું મેં ? મનશું ચિંતા પામ્યો હાડે　　(૪, ૯)
૨. કબરી પીછભાર મયૂરનો વઢતાં ગ્યાં વિધાતા પાસ;
   અર્ધચંદ્ર દઈ શિખી કઢયો, પૂજી પુષ્પ પ્રકાશ　　(૫, ૬)

### નાકર

૧. સાંભળો બોલ અમારા કહ્યા, બિ અપયશ નળ માથે રહ્યા;
   સમુદ્ર ન આપ્યો તુલસીએ કરી, મેરૂ ન આપ્યો કટ કરી.
૨. મોર પીછ દમયંતીના કેશ; બેહુનિ વાદ થયો, નરેશ!
   બ્રહ્મા આગલિ બેહુએ ગયા, સત્ય બોલો નિ આણો દયા.
   પુષ્પ ચઢાવી બ્રહ્મા લાગ્યા પાય, વેણી સમ તુલ્ય કયમિ ન થવાય,
   બ્રહ્મા ખીજીને ઉચર્યા, અર્ધચંદ્ર કાઢયો પરવર્યા.

આ કલ્પનાઓ મૂળ નૈષધકાવ્યમાં છે, તેથી કદાચ એમ કહેવામાં આવે કે નાકરે તે નૈષધ ઉપરથી લીધી હશે. પરન્તુ નાકર સંસ્કૃત ભણ્યો નહોતો તેથી તેણે નૈષધ કયાંથી વાંચ્યું હોય ? તેમ છતાં નૈષધમાં નથી, તેવા પ્રસંગોમાં પણ બંને નળાખ્યાનના વાણી અને વિચારમાં મળતાપણું છે.

### ભાલણ

૧. સિંહને દેખી શ્યામા કહે છે, 'તેં દીઠો કંઇ નળ ભૂપ ?
   સુંદર ને સોહામણું મન્મથ સરખું રૂપ !'　　(૨૦, ૭)
૨. પંખી દીઠો કનકની પાંખ, અહેવા રાજાને થઇ ધાંખ રે.　　(૧૫, ૧)
૩. ઉફરાટી અબળા થઇ રહી, પ્રિયુને તે જાણી નગ્ન રે.　　(૧૫, ૬)
૪. તમો વનમાં વગુચો, હું પિયર કરૂં રાજ્ય.　　(૧૫, ૧૬)
૫. નાગો દેખી તુંહને અમો મોદ પામ્યા આજ　　(૧૫, ૪)
૬. વળી વિચારે, નારીનું મન જેવું રાંધ્યું ભાત.　　(૩૦, ૧૦)
૭. આ રડા કો સાથે આવી, સુધી સીકોતરી નારી જી　　(૨૩, ૪)

### નાકર

૧. વ્યાઘ્ર પરતિ વાણી હવી રે, પશુ કર માહારી સાર;
   રૂડો નિ રળીઆમણો કહીં દીઠો નળ ભરથાર !

૨. જો રે, રામા ! રમ્ય દિસિ કનકકેરી પાંખ !
રાયનિ થઇ કલપના, ભક્ષ કરવાં ધાંખ.
૩. અબળા ઉફરાંટી થઈ, વસ્ત્ર નાંખ્યું રાય.
૪. આજ તમને વેલા પડી છિ, પીઅર હું કરૂં રાજ્ય
૫. રાજા તુંનિ નગન કીધો, હવિ થયું મુજનિ સુખ
૬. વળી વળી નળ ઇમ વિમાસે, સ્ત્રી તે રાંધ્યું ધાન જી.
૭. સીધી સીકોતરી આ સાથે આવી; એ રાંડ તણાં સર્વ કામ.

## જૈન કવિઓ

ભાલણના નળાખ્યાનના કેટલાક વિચારો જૈન કવિઓના નળાખ્યાનોમાં પણ જોવામાં આવે છે. મેઘરાજના નળદમયંતીરાસમાંથી ( સં. ૧૬૬૪ ) અને નયસુંદરના નળચરિત્રમાંથી થોડાક વિચારો સરખાવીએ:—

### ભાલણ

૧. પેર કહું કંત પિહર જાએ, છે એવો લાગ;
સુખ પામે સુંદરી, મુઝ મોકળો થાએ પાગ. (૧૫ ૧૦)
૨. કાળો કુચિત્ર અને કૂબડો, કાયામાં નહિ કાંત (૨૯, ૧૪)
૩. જાતાં પડી પછેડી રાયની; 'રથ રાખો', એમ ભાખે (૩૦, ૨૨)
૪. નળરાજા વિણ સર્વ વિખ્યાત, માહારે પિતા અને તાં ભ્રાત (૧૧, ૨૬)
૫. નૈષધ કહે, ભલી એ પેર; બેઠાં જાશો દેવને ઘેર (૧૧, ૩૫)
૬. જો જાણે જે પુત્રી જીવે, પ્રિયુ શોધાવો જાણી. (૨૮, ૧૧)
૭. જૂઠું સાચું નયણે જોઇ, સુખીઓ દુખીઓ થાઉં (૩૦, ૧૧)

### મેઘરાજ

૧. એ પગબંધન મૂકીને હું જાઉં પરદેશ. (પૃ. ૩૩૪, ૫)
૨. તેણે વિખે પીડયો રે, નળ ગયો કૂબડો, કાળો અને કુરૂપ (પૃ. ૩૪૮, ૮)
૩. પડી પછેડી ઊડી વાય: રથ રાખો; કૂંડક ! કહે રાય. (૩૬૦, ૪)

### નયસુંદર

૪. વીરસેન સુત ભૈમીકંત, બંધવ પિતા અવર મહાંત (૨૫૩, ૬૫)
૫. તો યમ વાંછિત ફલસ્યે સહી, નિજ મંદિર બઈઠાં તું લહી (૨૫૪, ૭૫)
૬. જો લહે ભીમી નળરાણો, તો પુત્રી જીવિત રાખે (૩૭૦, ૬૪)
૭. તુ તેણિ થાનકિ જાઇ, જોઈ જે વાત સત્ય કે જૂઠી ? (૩૮૬, ૫૬)

## વિશ્વનાથ જાની

વિશ્વનાથ જાનીના 'કુંવરબાઇના' મામેરામાં 'સુણ સુંદરી' અને 'ઘેલી કોણે કરી' એ અમુક કડવાની ધ્રુવકડી છે, તે મૂળ ભાલણની કાદંબરીમાં પણ છે, પરંતુ તે તેણે નાકરમાંથી પણ લીધી હોય, કારણ કે નાકરના વિરાટ પર્વમાં પણ એ શબ્દો છે. પરન્તુ મામેરાની નીચેની પંક્તિઓ તો તેણે કાદંબરીમાંથી લીધેલી જણાય છે:—

અલિ અહીં શું રહી ઊભી ? મહેતોજી આવ્યા દ્વારિ,
કાર્ય મેહેલી કામિની સહુની લાગી હારિ.
સંખણી ! સાહમો રહો માંટી, શિશ સાડિ ઓઢિ:
કુંઅર કેડિ શું ચઢાવ્યો ? તારૂણી ! પહેરો તે ઓડિ.
મેર્ય, અલગી અહીંથકી: તેં ચાંપ્યો માહારો પાગ.
તાહારા ઉરજ માહારિ અંગિ ખુંચિ, અહીં જોયાનો નહીં લાગ.

(કડવું ૩, ૧૦-૧૨)

આની સાથે સરખાવો કાદંબરીની પંક્તિઓ:—

ચંચલહૃદયે ! ચિંતવું, સુણ સુંદરિ: દેખિ તુઝ ભરથાર. ગિહિલી કુણિ કરી.
અવલૂં ઓઢયૂં, પિશાચિણી ! ,, એ હસિછિ સંસાર. ,,

× × ×

| | | |
|---|---|---|
| પયોધરિ પીડિ ઘણું | ,, પાછી રહિ લગાર | ,, |
| એકલી ગૂખ રૂંધી રહી | ,, જોવા આપુ ઠાર | ,, |

(પૃ. ૫૯)

## પ્રેમાનન્દ

ભાલણનું નળાખ્યાન અને દશમસ્કંધ પ્રેમાનન્દે જોયાં હોય એમ જણાય છે. તે બંનેમાંના વિચારો પ્રેમાનન્દના એ નામના આખ્યાનોમાં છે. તેના નમૂના પણ થોડા જોઈએ:—

### ભાલણ

૧. રૂપ હોએ તો ચતુર નોહે અથવા નોહે ઉદાર (૭, ૧૪)
૨. વિધાતાએ વદન રચ્યું, તવારાં સાર ઇન્દુનું હરીઉં (૫, ૪)
૩. દેવ તહમો પિતાને ઠાર; પુત્રી સાથે શો વ્યભિચાર ? (૧૧, ૬૪)

૪. ઉફરાટી અબળા થઇ, પ્રિયુને તે જાણી નમ્ર (૧૫, ૬)
૫. હંસે ગુણ કહ્યાતા જેહ, નળમાહે દીસે છે તેહ (૧૧, ૩૨)

### પ્રેમાનંદ

૧. રૂપ તાંહાં કુલ નહિ, કુલ તાં નહિ ચાતુરી (૩, ૭)
૨. વિનતા વદન વિધિએ કીધું, સાર શશીનું લીધું. (૧૫, ૨૪)
૩. તમો અમને ભીમકરાજાન, હું તમને પુત્રી સમાન (૨૮, ૨૧)
૪. ઉફરાટી કરી સુંદરી, નળ ચાલ્યો દેહ નમ્ર કરી (૩૩, ૮)
૫. જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂં દર્શન હવું ( )

---

# પ્રકરણ ૫

## સાહિત્યમાં સ્થાન

ભાલણ નરસિંહ, પ્રેમાનન્દ અને દયારામ જેવો બહુ ઉચ્ચ કોટિનો કવિ નથી, છતાં પણ છેક ઊતરતી શક્તિનો કવિ પણ નથી. તેનાં બધાં કાવ્યો જો સરખી યોગ્યતાનાં હોત તો તે પણ ગુજરાતી ભાષાના પ્રથમ પક્તિના કવિઓમાં સ્થાન મેળવી શકત. ભાલણની શૈલી મિતાક્ષરી, લલિત, પ્રસાદયુક્ત અને અર્થગૌરવવાળી છે, પરન્તુ તેમાં ઓજસ નથી. ભાલણને લોકજીવનનો વિશાળ અનુભવ છે અને મનુષ્યસ્વભાવનો તે સારો જ્ઞાતા છે, પરન્તુ તેનામાં પ્રેમાનન્દ જેટલું ભાષા ઉપર પ્રભુત્વ નથી. તેની વર્ણનશૈલીમાં વિશદતા નથી; વર્ણનો થોડીક પંક્તિઓમાં સમેટી લે છે, તેથી તેનાં વર્ણનો ધારી અસર કરી શકતાં નથી. તે વત્સલ, કરુણ અને શૃંગાર રસો સારા જમાવી શકે છે, પણ બીજા રસો જમાવવામાં તે કુશલ નથી. તેનામાં ઊર્મિ છે, પણ કલા જોઇએ તેવી સુરેખ નથી સંસ્કૃત સાહિત્યનો ઊંડો અભ્યાસી હોવાથી તેનાં કાવ્યોમાં અલંકારો વિશેષ

જોવામાં આવે છે, પરન્તુ તેને કલા સાધ્ય નહિ હોવાથી એ અલંકારો ભાષા સાથે ઓતપ્રોત થઈ જતા નથી.

આમ હોવા છતાં ગુજરાતી સાહિત્યમાં તેની કેટલીક વિશિષ્ટતાઓ છે.

(૧) સાહિત્યવિવેચનના પ્રારંભ કાળમાં એમ મનાતું હતું કે નરસિંહ મહેતાના સમયમાં હાલના જેવી જ ગુજરાતી ભાષા પ્રચલિત હતી અને ચારસો વર્ષના ગાળામાં તેમાં કંઈ ફેરફાર થયો નથી. પરન્તુ ઈ. સ. ૧૮૬૪ માં તેની કાદંબરીની પ્રત મળી આવી, ત્યારે એ અભિપ્રાય બદલાયો અને ગુજરાતી ભાષા પણ જગતની અન્ય ભાષાઓની માફક વિકાસક્ષમ છે એમ મનાવા લાગ્યું. ત્યાર પછી પ્રાચીન ગુજરાતીના શબ્દોનાં રૂપો અને તેમનાં અવતારો શોધાવા લાગ્યાં તેથી એમ કહી શકાય કે ગુજરાતીના ભાષાશાસ્ત્રની ઉત્પત્તિ ભાલણની કાદંબરીને આભારી છે.

(૨) ભાલણનો કાદંબરીનો અનુવાદ હિંદની ભાષાઓના સાહિત્યમાં મહત્ત્વનો છે. કાદંબરીનો એ અનુવાદ હિંદની ભાષાઓમાં પહેલવહેલો થયો હતો, એટલું જ નહિ પણ હજી સુધી કોઈ ભાષામાં પદ્યાનુવાદ થયો નથી. એને માટે પ્રા. સ્વ. કેશવલાલ ધ્રુવ લખે છે કે "એણે સંસ્કૃત કાદંબરીનો ભાષાબંધ રચી એની પ્રતિનિર્માણશક્તિની પીછાન આપી છે, એના શ્રોતાની રસિકતાની ખ્યાતિ ફેલાવી છે અને ગુજરાત તથા ગુજરાતીનું ગૌરવ વધાર્યું છે." ( કાદંબરીની પ્રસ્તાવના). એ અનુવાદ એટલો રસિક છે કે જગતના શ્રેષ્ઠ અનુવાદિત ગ્રંથોમાં સ્થાન મેળવે એવો છે.

(૩) ભાલણ ગુજરાતી આખ્યાનપદ્ધતિનો પિતા છે. એના પહેલાં કોઈ કવિનું આખ્યાન મળી આવ્યું નથી. કદાચ મળી આવે તોપણ ભાલણનું આ પદ ખૂંચવી શકાય એમ નથી,

કેમકે તેણે થોકબંધ આખ્યાનો લખ્યાં છે, તે પ્રમાણે અન્ય કવિએ –તેના પુરોગામી કે સમકાલીને–લખ્યાં નથી. તેણે આખ્યાનની પદ્ધતિને સ્થિરતા અર્પી છે. જેવી રીતે નર્મદાશંકર પહેલાં ગુજરાતી ગદ્યનું અસ્તિત્વ હોવા છતાં તેણે તેને સ્થિરતા આપવાથી તે ગુજરાતી ગદ્યનો પિતા ગણાય છે, તેવી રીતે ભાલણ પણ આખ્યાનપદ્ધતિનો પિતા ગણાવો જોઈએ. *

(૪) ભાલણે દશમસ્કંધમાં અને રામબાલચરિતમાં વત્સલરસનું જેવું નિરૂપણ કર્યું છે અને બાલસ્વભાવ અને માતૃહૃદયની ઊર્મિનો જેવો આવિષ્કાર કર્યો છે, તેવો જગતની અન્ય ભાષાઓમાં કોઈએ કર્યો નથી. વ્રજ ભાષામાં સૂરદાસ આદિ અષ્ટ સખાઓએ તેની બરોબરી કરે તેવાં એ વિષયનાં ચિત્રો દોર્યાં છે ખરાં, પણ તે કવિઓ ભાલણ પછી થયેલા છે. ભાલણનો કાદંબરીનો અનુવાદ અને તેનાં વત્સલરસનાં કાવ્યો જગત્સાહિત્યમાં સારું સ્થાન ધરાવી શકે એમ છે.

---

* ભાલણ આખ્યાનોનો પિતા હતો એ વિચાર મૂળ રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો છે. (જુઓ કવિચરિત, ભા. ૧, પૃ. ૧૦૯)

## વિભાગ બીજો

## પ્રકરણ ૬

### ઉદ્ધવજીવન

જેમ ભાલણનાં કાવ્યોમાંથી તેના જીવન સંબંધી હકીકત અલ્પ મળે છે, તેમ ઉદ્ધવનાં કાવ્યોમાંથી પણ તેના વિશે હકીકત અલ્પ મળે છે. તેના રચેલા રામાયણના આરંભમાં બે કડીઓ આવી છેઃ-

પ્રથમે પ્રણમું સીતાપતિને જોડીને બે પાણ,
શ્રીગુરૂપદપંકજને સેવું, આપો અવિચળ વાણ.
મધુસૂદન આશ્રમ સંન્યાસી; સમરી તેનું નામ,
પિતાને પ્રેમે પ્રણામ કરીને ગાવા હરિગુણગ્રામ.

આમાં તે ગુરુના ચરણકમળને સેવવાનું, મધુસૂદનાશ્રમ નામના સંન્યાસીનું નામ સ્મરવાનું અને પિતાને પ્રણામ કરવાનું કહે છે. આ ઉપરથી આ ત્રણે વ્યક્તિઓ જુદી હોય તેમ જણાય છે. મધુસૂદન સંન્યાસીનું નામ સ્મરણ કરે છે, એ ઉપરથી જણાય છે કે રામાયણની રચના વખતે તે હયાત નહિ હોય, જ્યારે બીજા બેને પ્રણામ કરે છે, તેથી તે બંને તે વખતે હયાત હશે. આ મધુસૂદન તેનો ગુરુ હોય એમ તો જણાતું નથી, પણ હું એમ ધારું છું કે એ કોઇ સિદ્ધ પુરુષ હોવો જોઇએ, જેણે ઉદ્ધવને રામાયણ લખવાની પ્રેરણા કરી હશે, જેમ ભાલણને મામકી આખ્યાન લખવાની બ્રહ્મપ્રિયાનંદે પ્રેરણા કરી હતી તેમ. આથી ઉદ્ધવનો વિદ્યાગુરૂ કોણ હતો એ વાત અંધારામાં રહી છે.

ઉપરના અવતરણમાં 'ગુરૂપદપંકજ' શબ્દો છે, તે ભાલણના દશમસ્કંધના રુક્મિણીવિવાહ અને સત્યભામા આખ્યાનમાં જોવામાં આવે છે. એથી એમ જણાય છે કે ઉદ્ધવે એ બે આખ્યાનો રચાયા પછી રામાયણની રચના કરી હશે. એ બે આખ્યાનો પ્રથમ ભાલણે

જુદાં રચ્યાં હતાં અને પાછળથી તેમને દશમસ્કંધમાં ગૂંથી લીધાં હતાં, કારણ કે તે બંનેમાં આરંભનું મંગલાચરણ અને અંતની ફલશ્રુતિ છે.

આગળ જણાવ્યું છે તે પ્રમાણે જો વિષ્ણુદાસે ઉત્તરકાંડ રચ્યો હોય તો તેની રચના સં. ૧૫૧૫માં સંભવી શકે છે. આથી રામાયણની રચના ઉદ્ધવે પણ તે અરસામાં કરી હશે એમ હું ધારું છું. ઉદ્ધવે રામાયણ ભાલણના રામબાલચરિત પહેલાં રચ્યાનું સમજાય છે, કારણ કે રામબાલચરિતની કંઈ અસર રામાયણમાં જણાતી નથી. જો ઉદ્ધવે રામાયણ પાછળથી રચ્યું હોત તો તેના પિતાના વિચારો તેની કૃતિમાં ઊતર્યા સિવાય રહેત નહિ. ઉદ્ધવે રચેલા રામાયણથી ભાલણને સંતોષ નહિ થયો હોય, તેથી તેણે રામબાલચરિતની રચના કરી હોવી જોઈએ એમ હું ધારું છું.

હાલ મળી આવતી પ્રતોમાં ઉદ્ધવનું નામ સુંદરકાંડ સુધીના ભાગમાં જોવામાં આવે છે. ત્યારપછીના યુદ્ધકાંડના અંતે કોઈ મધુસૂદન નામના કવિનું નામ જોવામાં આવે છે અને તે રચાયાનું વર્ષ સં. ૧૬૮૭ જણાવેલું છે. પરન્તુ એ યુદ્ધકાંડની શૈલી જોતાં તે ઉદ્ધવનો રચેલો જણાય છે એવો નિર્ણય મેં 'ભાલણ'ના ચરિત્રમાં (પૃ. ૬૫) કર્યો હતો. રા. કેશવરામ શાસ્ત્રી પણ એ જ નિર્ણય ઉપર આવ્યા છે (કવિચરિત, ભા. ૧, પૃ. ૨૨૬)

યુદ્ધકાંડ પણ વિષ્ણુદાસની કૃતિ નથી, પણ ખંભાતના વિષ્ણુદાસના કુલમાં થયેલા રામજનકુંઅરની કૃતિ છે એમ હવે તેની મળી આવેલી પ્રતો ઉપરથી સિદ્ધ થઈ ચૂકયું છે.× જો વિષ્ણુદાસે યુદ્ધકાંડ રચ્યું હોય તો તેનાં છેલ્લાં એક બે કડવાં સિવાય બાકીનો ભાગ નાશ પામ્યો હોય એમ લાગે છે.

---

* મારો લેખ, 'રામાયણના ઉત્તરકાંડનો કર્તા કોણ?' 'ગુજરાતીનો દિવાળીનો અંક ઇ. સ. ૧૯૩૨' અને 'કવિચરિત, ભા. ૧, પૃ. ૨૨૮.

# પ્રકરણ ૭

## ગ્રંથપરિચય

ઉદ્ધવનાં રામાયણ તથા બભ્રુવાહન આખ્યાન મળી આવ્યાં છે. રામાયણ ગુ. વ. સોસાયટીએ ઘણાં વર્ષ ઉપર છપાવ્યું હતું. તે બહુ ઊંચી પ્રતિનું કાવ્ય નથી.

બભ્રુવાહન આખ્યાનની એક જ પ્રત છે અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાં છે. મૂળ પ્રતનો તો પત્તો નથી, પણ સોસાયટીએ સંવત ૧૯૦૭ ના સુમારમાં લહિયા પાસે ઉતરાવેલી પ્રત છે. મૂળ પ્રતનો સંવત જણાવેલો નથી. આ આખ્યાન સ્વતંત્ર હોય તેમ જણાતું નથી, પણ મહાભારતના અશ્વમેધ પર્વનો ભાગ હોય તેમ જણાય છે. ઉદ્ધવે કદાચ આખું મહાભારત કે તેનું અશ્વમેધ પર્વ રચ્યું હશે, તેમાંથી માત્ર આ આખ્યાન બચવા પામ્યું છે. આરંભ આ પ્રમાણે છેઃ—

શ્રી ગુરૂ સીતાપતિ ... ... ... ...
ઉદ્ધવજન અતિ અલ્પમતિ છે, કૃપા કરો ગોવિંદ ૧
જન્મેજે રા પૂછે છે જોડીને બે પાણ્ય.
સ્વામિ ! તહ્મારા વદનતણી અતિ અમ્રત સરખી વાણ્ય. ૨
ભીષણના નગરથી ઘોડો આવ્યો કિહે દેશ ?
પ્રાક્રમ કરીનિ કોણે બાંધ્યો ? જીત્યો કોણે નરેસ ? ૩ (ક. ૧)

આ ઉપક્રમ ઉપરથી જણાય છે કે પાછળના આખ્યાનનું આ અનુસંધાન છે. વળી અંતમાં પણ આ પ્રમાણે છેઃ—

મણિપુરથી ઘોડો વાળ્યો, આવ્યો રતનપુર ગામ.
મોરધ્વજ રાજાના કુંઅર સાથે સબલ થયો સંગ્રામ
એ કથા જે ગાએ સાંભળે તેહેની પહોચે આશ.
કર જોડીને કેહે આનંદે ભાલણસુત ઓધવદાસ. (૧૬, ૨૩–૨૪)

આ ઉપરથી જણાય છે કે મયૂરધ્વજ આખ્યાન આના પછી ઉદ્ધવે લખેલું હોવું જોઈએ:

આરંભમાં કવિ બભ્રુવાહનનું વર્ણન કરે છે. તે તેના પિતાની કાદંબરીને અનુસરીને કરે છેઃ—

તે તેજે સુરજ સરખો, પ્રત્યક્ષ પાવક સમાન,
રૂપે મન્મથ મૂરતવંતો, અશ્વિનીકુમારને વાન,
ધને ધન થકી તે અધકો, સિંહ સમો પ્રાક્રમ,
બુદ્ધિએ બહસ્પતિ જાણે, પ્રત્યક્ષ ધર્મે જાણે ધર્મ.
ધીરજ ધર્યા થકો અધકો સાગર સમો ગંભીર,
દાતા મેઘ થકી મહામોટો, અવનિ એક જ વીર. (૧, ૬–૮)

આની સાથે સરખાવો ભાલણનું શૂદ્રકનું વર્ણનઃ—

મતિ ધરમ, કોપિ યમ, તાપિ પાવક, ધનદ પ્રાસાદિ,
રૂપિ મન્મથ, બુદ્ધિઇ સુરગુરૂ, શશિસમ મુખ આલ્હાદ.
વાણી વેધાપુત્રી, તેજી તરણિ, મરૂત બલમાન,
ભાર સહેવે ભૂ સમ, તોલિ મેરુ મહીધર સ્થાન. (૧, ૯–૧૨)

બભ્રુવાહનના નગરવર્ણનમાં પણ પુત્રે પિતાનું અનુકરણ કર્યું છે. શૂદ્રકના નગરનું વર્ણન કરતાં ભાલણ આ પ્રમાણે શ્લેષયુક્ત વાક્યાવલિ રચે છેઃ—

જે રાજા પૃથ્વી અ પાલતિ, વર્ણસંકર ચિત્રામિ,
કાવ્ય વિષઇ દઢબંધ, કેશનૂં ગ્રહણ સુરતસંગ્રામિ.
કનકદંડ તે છત્ર રાયનિ, સ્વપન વિષિ વિજોગ,
ધૂજિ ધ્વજ, પરલોક થકી ભય, વાંછિત વસુધા ભોગ,

શુક સારિકાનિ રક્ષાગૃહ, સારી રમતાં મારિ,
ધૂમિ અશ્રુપાત, ચાપકિ ફેરવતાં હય પ્રાહાર,
શૂલ પ્રાસાદ ચંડિકા કેરિ, ગાંધીનિ પણિ કુટ,
સંનિપાત વ્યાકરણ વિષિ, તિહાં રોગ નહિ દુષ્ટ,

મદ માહા ગજનિ, રાગ ગીતમાંહાં, ક્રયવિક્રય માંહિ માન,
લોભ ધરમનુ, અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન (૧, ૧૩–૧૨)

ઉદ્ધવ પણ આને મળતી શ્લેષરચના કરે છેઃ—

તે રાજાના નગરમાં કો નહિ ચોર ચખાર,
વધ નામે પુષ્પકેશનિ, સારિને શિર માર,
દંડ નામે ધ્વજા દંડ રે, ખંડ નામે નવ ખંડ,
ચલવા નામે વસ્ત્ર ધ્વજાનૂં, વશ વર્તિ બ્રહ્માંડ,
શૂલ નામે શિવાઇનિ દેહે રે, કુષ્ટ ગાંધીને હાટ,
ચોર નામે મનતણા, પણ મલે નહિ કો વાટ. (૧, ૧૭-૧૯)

કાવ્ય બહુ સારું છે. રામાયણ કરતાં ઉચ્ચ પ્રતિનું છે. બભ્રુવાહન અર્જુનને મળવા જાય છે તે વખતની તેની સવારીના ઠાઠનું સુંદર વર્ણન છે:—

વનિતા તણાં તેડાવ્યાં વૃન્દ, આભરણ અંગ સજી આનંદ.
કનકથાળ, મુક્તાફળ ભરી, માંહે શ્રીફળ દુર્વા ધરી.
કનકકચોળૂં ચંદનતણૂં, માંહે કેસર ઘસીને ઘણું.
શકટ ઉપરે શણગાર્યાં વાહન, માંહે નાચે ગણિકા ચતુર સુજાણ.
વાજે વીણા, વંશ ને ચંગ, મૃદંગ, તાલ, રબાબ ને ઝાંઝ ઉપરંગ.
વાજે નફેરી નિશાણ, બંદીજન બહુ કરે વખાણ.
શરણાઈના સુર આહ્લાદ, વજાડે પડયા જયમ વાદ.
ઢોલતણા બહુ ઢમકા હોએ, જેજેકાર કરે સહુ કોએ.
હય હાથી રથની અતિ હાર, અંબાડી ઉપર બહુ નાર.
માનિની મધુરાં મંગલ ગાય, અર્જુનને મળવા સાહામાં જાય.
વાડવ વેદધ્વનિ તાં કરે, આશિષ અર્જુનને ઓચરે.
પાખરીઆ શણગાર્યા સહી, વારૂ વાદ્ય ચાલે કર ગ્રહી
સહુએ સર્વ કીધા શણગાર, સહુ પાળા પળે, કો નહિ અસવાર.
બભ્રુવાહન આગલથો જાએ, સાથે દેશ દેશના રાએ. (૧, ૫૧-૫૭)

અર્જુન તેને લાત મારી બાયલો અને વાણિયાનો પુત્ર કહે છે. તે સાંભળીને બભ્રુવાહન જુસ્સાદાર જવાબ આપે છે:—

બભ્રુવાહન કોપ કરીને વલતો વદે વચનજી.
જો હું તાહારૂં મસ્તક છેદું, તો હું તાહરો તનજી.

નિર્દૂષણ કરૂં માતા માંહારી, છેદી તાહારૂં શીશજી
પાટુપ્રહાર કર્યા માટે મુંહને નહોતી ચઢી કાંઇ રીસજી
સતી સાધવી માતા માહારી તેહેને દૂષણ દીધૂંજી,
સહી કાળ ખૂટયો છે તાહારો, તે કરૂં તેં કીધૂંજી.

જો હૂં મસ્તક ન છેદૂં તાહારૂં, કંધેથી તો તે ત્યમજી,
વણિકનો સુત, ગાંધર્વનો સુત, જેહ જાણજ્યો ત્યમજી.
જો હૂં તૂને કોટે બાંધીને માદલ કરી વજાડૂંજી,
બાણ પ્રહાર કરીને પ્રૌટા મહીમહીએ પાડૂંજી.

બાણ કાટલાં, ધનુષ્ય ત્રાજુઆં, વસાણું તુજ દેહજી,
ના તોળૂં તો હૂં તાહારો કુંઅર, નહિ કંઈ તો તેહજી.

બભ્રુવાહને કરેલા જંગનું વર્ણન પણ વીરરસપૂર્ણ છે અને કાયરનો પાનો ચડાવે તેવું છે. જુઓ કર્ણકુમાર વૃષકેતુ અને બભ્રવાહનનું યુદ્ધઃ—

એમ કહીને બે જણા કરડવા લાગ્યા દંત,
હાથે કરીને હાથ ચોળે, આણવાને અંત.
માંહોમાંહે ડોળા તરડાવે અને કરે હૂંકાર.
જાણીએ શૂં સાઢ સબળા, મારે મોહોકમ માર.
બાણવૃષ્ટિ કરે અન્યોન્યે, હલાહલ શબ્દ...
પાહાની પાછી કરે નહિ, તે બે જણામાં કોપ.
એક એકને આચ્છાદે, બાણની કરે વૃષ્ટ.
ભયંકર ભાસે ઘણા તે, આવર્યો અરિષ્ટ.

મંત્ર ભણીને બાણ મૂકે, ક્રોધભર તે ક્રૂર.
ઉલટ અતિ ઘણી તે તો જ્યમ પ્રલયનું પૂર.
વૃષકેતૂ વાધ્યો ઘણો, ગ્રીષ્મનો જ્યમ ભાણ.
સાહામું કો જોઇ સકે નહિ, કૃતાંત કાલ પ્રમાણ.

બભ્રુવાહન કોપીઓ, નિર્ધાર કરવા નાશ.
વૃષકેતૂનો કોપીઓ જ્યમ રખે ફરી હુતાશ.
બભ્રુવાહન કોપીઓ બાણે છેદીયું શરીર જાલ.
પરાક્રમ કરીને પ્રગટયો, જ્યમ વલ્મીકમાંથી વ્યાલ
અર્જુનસુત અતિ ઉરણો, વાએ જ્યમ વંટોળ.

લહરી આવે સિંધુની જ્યમ, છાળ ઉપર છાળ.
કર્ણકુંઅર રથ ઉડીયો ઊંચો અતિ આકાશ,
જાણીએ ભઈ સૂર્ય ઉગ્યો દીસે પરમ પ્રકાશ !
હેઠો રથ આવી ન સકે, નહિ શર સાંધ્યા તે જાય,
વૃષકેતુએ વિચાર્યું, હું કરૂં કવણ ઉપાય ?
પછે ઝંપાવ્યૂં વૃષકેતે રથ મેહેલ્યો ત્યાંહાં,
બભ્રુવાહન ઉપર પડયો રીસ અતિ મનમોહાં.
બાહુ યુદ્ધ બળીઆ કરે, પરમ પ્રૌઢા પ્રહાર,
અત્યંત થાએ આકળા મોહકમ કરતા માર.
મુષ્ટિ પાટૂં કોણી ઢીંચણિ આંબળિ સામટી સાર. (૭, ૫૭–૭૦)

ઉદ્ધવનો કરુણરસ પણ તેના પિતાના કરુણરસ જેવો વેધક છે. ઉલૂપિ અર્જુન માટે આ રીતે વિલાપ કરે છેઃ—

ઉલૂપિ આક્રંદ કરે છે, 'ઉત્તર ધો એક વાર.
નચિંત થૈને શૂં સુતા છો, પિયુજી પ્રાણ આધાર !
પહેલી પ્રીત સંભારો, વાહાલા ! જે પ્રેમે સાહ્યો પાણી.
પાતાલે પધાર્યા, પ્રભુજી ! આનંદ અંતર આણી. (૧૩, ૧૯–૨૦)

ચિત્રાંગદાની અર્જુનના મૃતદેહ સાથેની ચેષ્ટાઓ પણ હૃદયભેદક છેઃ—

મસ્તક માંડીને જુએ, જાણે જ્યમત્યમ જાગે.
રૂપ સંભારે વાહાલાજીનૂં જેવું હુતું આગે.
ઉપર સૂઇ આલિંગન દે છે, ચુંબન કરે છે ગાલ,
'વાહાલા માહારા, શૂં સુતો છે, ઉત્તર મુજને આલ્ય.
અળજો ઘણા દિવસનો અતિશે, આતુર થઇ છું આપ.
આણે જન્મે કાંઇ નથી કીધૂં, પેલા ભવનૂં લાગ્યૂં પાપ.' (૧૩. ૧૧–૧૩)

ગુજરાતી ભાષાનાં સારામાં સારાં પ્રાચીન કાવ્યોમાં ગણના થાય તેવું આ આખ્યાન છે.

---

## વિભાગ ત્રીજો

## પ્રકરણ ૮

### ભીમ: સમય

**વિક્રમના** સોળમા શતકના પૂર્વાર્ધમાં ભીમની સ્થિતિ હતી, એમાં તો કોઇ જાતની શંકા નથી, કેમકે તેનાં મળી આવેલાં બંને કાવ્યોમાં રચના સંવત આપેલા છે. હરિલીલાષોડશકલા તેણે સં. ૧૫૪૧ માં રચી હતી અને પ્રબોધપ્રકાશ સં. ૧૫૪૬માં રચ્યો હતોઃ—

**હરિલીલા**

"સંવત પંદર રૂદ્રની વીસ, વરસ ઉપરિ એક ચ્યાલીસ" (ફલશ્રુતિ, ૮)

**પ્રબોધ પ્રકાશ**

"સંવત પન્દર રૂદ્રની વીસ, ખટ આગલાં વરસ ચ્યાલીસ." (૬, ૭૩)

**જ્ઞાતિ**

તે પોતાની જ્ઞાતિ જણાવતો નથી. તે હરિલીલામાં બોપદેવને દ્વિજ કહે છે:

"પંડિત બોપદેવ દ્વિજ એક કીધું હરિલીલા વિવેક" (પૃ. ૨૧૨)

તેમજ તેના ગુરુને પણ તેજ ગ્રંથમાં દ્વિજ કહે છે:

"આવી દ્વિજનઇ લાગુ પાઇ, મઝનઇ કીધુ બહુત પસાય" (૧, ૬૬)

એ ઉપરાંત પ્રબોધપ્રકાશમાં પણ પુરુષોત્તમને વિપ્ર કહે છે:

पुरुषोत्तममानम्य विप्रं वेदान्तपारगम् (१,१)

અને પ્રભાસના નરસિંહ વ્યાસને પણ દ્વિજ કહે છે:

"તીરથતિલક ખેત્ર પ્રભાસ, યહાં વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ" (૬, ૭૫)

એ ઉપરાંત હરિલીલામાં બ્રાહ્મણ પ્રત્યે માનની લાગણી બતાવે છે:—

"પહિલૂં વિપ્રચરણ વંદીઈ, ચ્યારિ પદારથ તુ લીધઇ;
વાડવતણૂં વચન માગ્યોસ, તુ હૂં કૃષ્ણહ કથા રચ્યોસ.
અહિનિસિ કરે વિપ્રની સેવ, ભૂમિતણા જે જંગમદેવ. (૧, ૫૮, ૫૯)

આમાં ભૂમિના જંગમદેવ (બ્રાહ્મણ) ની અહર્નિશ સેવા કરવાની ઇચ્છા તે પ્રદર્શિત કરે છે, એ ઉપરથી તેની જ્ઞાતિ બ્રાહ્મણેતર હોવી જોઇએ એ સ્પષ્ટ છે.

## ગુરુ

તેની જ્ઞાતિ કઈ હતી એ આપણે જાણી શકતા નથી, તેમ જ તેનાં માતાપિતાનાં નામથી પણ અજ્ઞાત રહ્યા છીએ. પરન્તુ તેણે પોતાના ગુરુનું નામ પુરુષોત્તમ જણાવ્યું છે અને તે પુરુષોત્તમ ભાલણ કવિ હોવો જોઈએ એમ પાછળ આપણે જોયું છે.

## વતન

જો ભીમનો ગુરુ ભાલણ હોય તો તેનું વતન પાટણ કે તેની નજીકનું સ્થળ હોવું જોઈએ. હરિલીલાના ઉલ્લેખ ઉપરથી પાટણની પૂર્વે બાર ગાઉ ઉપર આવેલું ગુજરાતનું તીર્થસ્થાન સિદ્ધપુર હોવાનું જણાય છે. હરિલીલાનો ઉલ્લેખ આ પ્રમાણે છે:—

> "સિદ્ધક્ષેત્ર માધવ સરસ્વતી, રૂદ્રદેવ શ્રીકર્દમ યતિ,
> અલક ગણેશ, ઇશ કેદાર, ગોવ્યંદ સ્વામી ભક્તિ સાધાર
> સાનિધ્ય સમસ્ત વૈષ્ણવ તણી, કથા અનોપમ શોભા ઘણી
> હરિલીલા સોલકલા નામ વિષ્ણુભક્ત કેરૂ વિશ્રામ." (ફલશ્રુતિ,૧૦-૧૧)

આમાં જણાવેલું સિદ્ધક્ષેત્ર તે સિદ્ધપુર હોવા વિશે શંકા હોઈ શકે નહિ, કેમકે એમાં જણાવેલાં મંદિરો રુદ્રમહાલય, ગોવિંદ, માધવ, કર્દમઋષિ, વગેરે સિદ્ધપુરમાં છે, અન્યત્ર નથી. છતાં પણ હરિલીલાના ઉપોદ્ઘાતમાં શ્રી. અંબાલાલ જાનીએ એવું પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો હતો કે આ સિદ્ધક્ષેત્ર તે સિદ્ધપુર નહિ, પણ પ્રભાસ હોવું જોઇએ. એ વિશે તેમણે જે દલીલો કરી હતી, તેનું ખંડન મેં વિસ્તારથી 'કૌમુદી' માસિકના ફેબ્રુઆરી, ૧૯૩૧ના અંકમાં કર્યું હતું. ભીમ પોતે જ પ્રભાસ અને સિદ્ધક્ષેત્ર જુદાં હોવાનું હરિલીલામાં જ લખે છે:—

> "તિહાં બદરીનારાયણ, વ્યાસ, સિદ્ધક્ષેત્ર, પુષ્કર, પ્રભાસ" (૧, ૮૭)

આગળ જતાં સિદ્ધક્ષેત્રમાં બિન્દુસરોવર હોવાનું જણાવે છેઃ—

સિદ્ધક્ષેત્ર ઉત્તમ ભુવિમાંહિ, સાન્નિધ્ય શ્રી સરસ્વતીપ્રવાહ;
બિન્દુસરોવરિ બઇઠાં ધ્યાનિ દેવહૂતિ પામ્યાં નિજ ન્યાન" (૪, ૪૭)

આ ઉતારાઓ ઉપરથી સિદ્ધક્ષેત્ર તે સિદ્ધપુર હોવા સંબંધી શંકાને સ્થાન રહેશે નહિ.

ઉપરના ઉતારામાં સિદ્ધપુર તેનું વતન હોવા વિશે સ્પષ્ટ કથન નથી, પણ તેણે હરિલીલાની રચના સિદ્ધપુરમાં કરેલી એ ચોક્કસ છે. અને એ વાત રા. કેશવરામ શાસ્ત્રી પણ સ્વીકારે છે. (કવિચરિત, ભા. ૧, પૃ. ૧૨૩ અને પ્રબોધપ્રકાશનો ઉપોદ્ઘાત, પૃ. ૨૫). પરન્તુ ભીમે પ્રબોધપ્રકાશની રચના પ્રભાસમાં કરી હતી. તેમાં તે પ્રભાસને 'તીરથતિલક' કહે છે, એ ઉપરથી તેનું વતન પ્રભાસ માનવા તરફ શ્રીયુત શાસ્ત્રી પ્રેરાયા છે. આપણે ભીમનો તે ઉલ્લેખ જોઇએઃ—

"ભવભયભંજન શ્રીભારતી, પંચપ્રવાહિ વહિ સરસ્વતી.
શ્રી સોમેશ્વર નિજ આવાસ, ભુવિમાંહિ બીજુ કૈલાસ !
તીરથ-તિલક ખેત્ર પ્રભાસ, યહાં વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ,
તે ઘરિ સેવક વૈષ્ણવદાસ, કીધુ એહ પ્રબોધપ્રકાશ." (૬, ૭૫)

આમાં પ્રભાસને તીર્થતિલક કહ્યું, તેથી તે તેનું વતન હોય એમ શી રીતે માની લેવું ? ઊલટું તે આ કાવ્ય નરસિંહ વ્યાસને ત્યાં રહીને પ્રભાસમાં રચ્યાનું જણાવે છે, એ શબ્દો ઉપરની દલીલના વિરુદ્ધમાં જાય છે. જો પ્રભાસ તેનું વતન હોય, તો બીજાને ઘેર રહીને કાવ્ય-રચના શું કામ કરે ? એનાથી તો ઊલટું એમ ફલિત થાય છે કે તેનું વતન પ્રભાસથી ભિન્ન હોવું જોઈએ અને તે ત્યાં આવેલો અને નરસિંહ વ્યાસને ઘેર કેટલોક સમય રહેલો હતો, જે વખતે તેણે એ કાવ્ય રચ્યું હતું. જો પ્રભાસને તીર્થતિલક કહ્યાથી તે તેનું વતન ઠરતું હોય, તો તે હરિલીલામાં સિદ્ધપુરને ઉપર ટાંકેલા ઉતારામાં 'સિદ્ધક્ષેત્ર ઉત્તમ ભુવિમાંહિ' કહે છે, તેથી સિદ્ધપુર તેનું વતન કેમ ન ઠરે ? પ્રભાસને તો તે તીર્થોમાં ઉત્તમ કહે છે, જ્યારે સિદ્ધપુરને તો તે આખી પૃથ્વીમાં શ્રેષ્ઠ સ્થળ કહે છે ! આથી પ્રભાસ કરતાં સિદ્ધપુર

તેનું વતન હોવાનો સંભવ વધારે છે. જો સિદ્ધપુર તેનું વતન ન હોત તો હરિલીલામાં પણ પોતાના ઉતારાનું સ્થળ જણાવત. પ્રબોધપ્રકાશમાં જેમ તે નરસિંહ વ્યાસને ઘેર ઊતર્યાનું જણાવે છે, તેમ સિદ્ધપુરમાં તે જેને ઘેર ઊતર્યો હોય તેનું નામ અવશ્ય જણાવત.

## તીર્થયાત્રા ઉપર પ્રેમ

પરન્તુ પ્રશ્ન એ થાય છે કે તે સિદ્ધપુરનો વતની હોય તો પ્રબોધપ્રકાશની રચના પ્રભાસમાં કરવાનું કેમ કહે? જવાબમાં કહેવાનું કે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં કવિઓએ પોતાના વતનની બહાર જઈને કાવ્યરચના કર્યાનાં ઘણાં દૃષ્ટાંતો છે. જૂનાગઢના શ્રીધરે પ્રભાસમાં ગ્રંથ રચ્યો હતો, ખંભાતના શિવદાસે દક્ષિણના બિજાપુરમાં કેટલાંક કાવ્યો રચ્યાં હતાં અને વડોદરાના પ્રેમાનન્દે સૂરત, નંદરબાર અને બુરાનપુરમાં આખ્યાનો રચ્યાં હતાં. ભીમને તો પ્રભાસ જવાનું ખાસ કારણ હતું. તેને યાત્રાનો ઘણો શોખ હતો. તે વારંવાર દ્વારકાની યાત્રાએ જતો હતો એમ તે હરિલીલામાં જણાવે છેઃ—

"સત્સંગતિ સેવૂં દ્વારિકા, જેહ ભણીજઇ ભવતારિકા' (૧, ૭૪)

વળી તે દ્વારકામાં કૃષ્ણની સ્તુતિ કર્યાનો ઉલ્લેખ કરે છેઃ—

"એક વાર મિં કમલાપતિ કીધી શ્લોક સાતઇ વીનતી" (૧, ૧૪)

આ ઉપરાંત પ્રબોધપ્રકાશ દ્વારકામાં રચાયાનો તે ઉલ્લેખ કરે છે, જો કે મૂળ સંસ્કૃત નાટક તો મગધ દેશમાં રચાયું હતુંઃ—

અવની કેરુ ભાર ઉતારિ આવ્યા હરિ દ્વારિકા મઝારિ

× × ×

ધર્મશિલા હરિ આગલિ સાર, રચિયૂ નાટક કરી વિચાર. (૧, ૩૦–૩૩)

વળી તે કાઠિયાવાડના માધવપુરથી પણ પરિચિત હતો, કેમકે કૃષ્ણરુક્મિણીનું લગ્ન તે ગામમાં થયાની લોકવાયકાને તે ટેકો આપે છેઃ—

દ્વારાવતી ભણી સાંચર્યા કેશવ બલભદ્ર વીર;
પુહુતા તે માધવપુરી, નગરી વસઇ એ સાગરિ તીર.
તિહાં મહાનદી મધુમતી અતિ ઉછવ રૂપિણી વન માંહિ
હાથ મેલાવુ હરિતણુ, હુઇ રાણી રૂકિમણી વિવાહા
( હરિલીલા, ૧૪, ૫ )

આ પ્રમાણે દ્વારકા જતી વખતે તે કાઠિયાવાડનાં તીર્થસ્થાનોમાં જતો હતો અને તે પ્રમાણે પ્રભાસમાં ગયો હોય તો કંઈ આશ્ચર્ય ન ગણાય. ત્યાં તે નરસિંહ વ્યાસને ઘેર–કદાચ તેના તીર્થગોરને ઘેર–ઊતર્યો હોય અને તેના કહેવાથી પ્રબોધપ્રકાશનું કાવ્ય રચ્યું હોય તો તે સંભવિત છે. તે કાવ્યના આરંભમાં नृसिंहप्रसादेन (નરસિંહની કૃપાથી) કહે છે તેમાં નરસિંહની મહેમાનગિરિનો ઉલ્લેખ છે, એમ હું માનું છું.

प्रबोधचन्द्रोदयस्याहं यथाबुद्धि विवेचनम् ।
श्रीनृसिंहप्रसादेन करिष्ये नातिविस्तरम् ॥२॥

શ્રી. કેશવરામ શાસ્ત્રી નરસિંહ વ્યાસને ભીમનો પુરાણુ ગુરુ કહે છે (પ્ર. પ્ર. ઉ પૃ. ૨૬) અર્થાત્ તેની પાસેથી ભીમને પુરાણોનું જ્ઞાન મળ્યું હશે, પરન્તુ ભીમ સંસ્કૃતનો સારો અભ્યાસી હતો એ જોતાં તેને પુરાણો અથવા પ્રબોધચન્દ્રોદય નરસિંહ વ્યાસ પાસે સમજવાની આવશ્યકતા નહોતી. તે તેના ઘેર સત્કાર પામ્યો તેની કૃતજ્ઞતામાં તેણે તેના નામનો ઉલ્લેખ કર્યો હશે એમ હું સમજું છું. શ્રી. અંબાલાલ જાની નરસિંહ વ્યાસને ભીમનો પિતા માને છે.* રા. ભાનુસુખરામ તેને (ભીમને) ખંભાતના વિષ્ણુદાસનો પિતા અને નડિયાદના અવિચળદાસનો દાદો કહે છે, એને માટે તો કશો આધાર છે જ નહિ.

રા. કેશવરામ શાસ્ત્રી આ ભીમ તે નરસિંહની હારમાળાવાળો ભીમ સંન્યાસી હોવાની સંભાવના રજૂ કરે છે, × પણ હારમાળાવાળો રામભક્ત અને તુંડમિજાજી ભીમ અને હરિલીલા અને પ્રબોધપ્રકાશવાળો કૃષ્ણભક્ત અને નિરભિમાની ભીમ એક ન હોઈ શકે તેમ મારું માનવું છે. તેમણે એક હાથપ્રતમાંથી ભીમનાં જે છૂટક પાંચ પદો આપ્યાં છે, તે હરિલીલાવાળા ભીમની કૃતિ જણાય છે. એમાંનાં પહેલાં ત્રણ પદો તેના અન્ય ગ્રન્થોનાં મંગળાચરણ લાગે છે.

---

* હરિલીલાનો ઉપોદ્‌ઘાત, પૃ. ૧૦૬. 'વિષ્ણુદાસ' પૃ. ૨૫
× કવિચરિત, ભા. ૧, પૃ. ૧૩૪ એજન, પૃ. ૧૩૫-૧૩૬.

## પ્રકરણ ૯
### ગ્રન્થપરિચય

ભીમે હરિલીલા ષોડશકલામાં બોપદેવના હરિલીલાવિવેકનો ઉલ્લેખ કર્યો છે, તેથી કોઇને કદાચ એમ લાગે કે તે બોપદેવના સંસ્કૃત કાવ્યનો અનુવાદ હશે. બોપદેવનું કાવ્ય તો ભાગવતની અનુક્રમણિકા રૂપે માત્ર ૧૭૮ શ્લોકનું કાવ્ય છે, જ્યારે ભીમના કાવ્યમાં આખા ભાગવતનો સાર છે. ભીમે માત્ર ભાગવતનાં પ્રકરણો બોપદેવના આધારે પાડયાં છે, પરન્તુ આખું કાવ્ય તેની સ્વતંત્ર કૃતિ છે. અને છતાં પણ તેણે લખ્યું છે કે મેં બોપદેવના આધારે કથા લખી છે અને બોપદેવના કાવ્યને સરોવરની ઉપમા આપી છે, અને પોતાના કાવ્યને કૂવાની સાથે સરખાવ્યું છે! કેટલી નમ્રતા, કેટલું નિરભિમાનપણું અને કેટલી સચ્ચાઇ!

પ્રબોધ-પ્રકાશ કાવ્ય કૃષ્ણમિશ્રના પ્રબોધચન્દ્રોદય નાટકનો કાવ્ય રૂપે અનુવાદ છે. આ અનુવાદ શબ્દશઃ નથી, પણ સાર રૂપ છે અને કથા-રૂપે છે. ઘણા પ્રસંગો તેણે ટૂંકાવી નાંખ્યા છે અને તેને ગુજરાતને અનુરૂપ કરવાને કેટલોક ફેરફાર પણ કર્યો છે. તે પોતે એ વાતનો ઉલ્લેખ કરે છેઃ

"વિષ્ણુભક્તજનતણા પ્રસાદિ પ્રબોધ ચન્દ્રોદય અનુવાદ;
કહોસ વિચારસાર સંક્ષેપ, પંડિત રખે કરુ આખેપ (૧, ૨૬)

આ કથા મનુષ્યના અંતઃસ્થ ષડ્‌રિપુના રૂપક રૂપે છે.

આ બંને કાવ્યો બહુ ઊંચા પ્રકારનાં નથી અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રકટ થઈ ગયાં છે, એટલે તેમાંથી ઉતારા આપવાની જરૂર લાગતી નથી. પ્રબોધપ્રકાશ કરતાં હરિલીલા વધારે ઊંચા પ્રકારનું છે. એમાં કવિની ઊર્મિઓનો વધારે સારો આવિષ્કાર છે.

---

# પરિશિષ્ટ

## કૃષ્ણવિષ્ટિ

### પદ ૧

### રાગ મારુ

હરિનો હાથ ગ્રહી પંચાલી, ઓલંભા દે વાલી વાલી,
'તમ જીવતાં સારંગપાણી ! સભામાંહે હું ઘણું વિગોવાણી. ૧
ભક્તવત્સલ બિરદ તહ્મારૂં, તો કાં દુઃખ ગયૂં નહિ માહારૂં ?
દુઃશાસને કર ગ્રહીને આણી, એક વસ્ત્ર કેશ ગ્રહી તાણી. ૨
ત્યવારે ગાઢે સાદે રોઈ, ભીષ્મ દ્રોણ રહ્યા ત્યાંહાં જોઈ.
વિઠ્ઠલ ! વાહારે નાવ્યા ધાઈ, નેષ્ટ થ્યા છે પાંચે ભાઇ. ૩
કર્ણે બોલ કઠિણ બહુ ભાખ્યા, પાંડવ દાસ કરીને રાખ્યા.
'તૂં થઇ દુર્યોધનની દાસી,' વાર્યો રાયને મન વિમાશી. ૪
ત્યવારે 'કેશવ ! કેશવ !' કહીને પુકારી, તોહે નાવ્યા દેવ મુરારિ,
હૂં સરખી નહિ દુખિણી નારી, દીનાનાથ ! તહ્મો વીસારી. ૫
પ્રીતિ તહ્મારી ત્યવારે જાણી, રહ્યૂં નહિ પિતાતણૂં, પાણી.
ધિક્ અર્જુનનૂં ધનુષ એ ભારી, ભીમસેન તો થયો ભિખારી. ૬
ભણ્યૂં ગણ્યૂં પાંચે વીસાર્યૂં, તેજ રાયજીએ રમતાં હાર્યૂં.
આજે હૂં કુલવધૂ વખાણી, સભામાંહે દાસી ગણાણી, ૭
યવારે કરવા લાગ્યો નાગી, ત્યવારે પાવકજ્વાલા લાગી.
કોએ નહિ યે વાહારે ધાએ, દાવાનલ તે કયમ હોલવાએ ? ૮
કઠીઆરોએ ઓને પાલે, રાંક થઈ રળીને આલે.
દુઃખતણી જ્યવારે આવી ધાંટી, ત્યવારે ન થયો કોએ માંટી. ૯
પાપીએ ચીર ગ્રહ્યૂં જ્યવારે, કઠિન હૃદય ફાટયૂં નહિ ત્યવારે.
કોએ નહિ જે ત્યાંહાં મૂકાવે, મરણે પણ માગ્યૂં નવિ આવે. ૧૦
ગ્રેહેને એકે નોહે સ્વામી, ત્યમ હૂં દુઃખ ત્યવારે પામી.
કૌતુક જોયૂં સઘલે સાથે, ત્યમ ભાલણ પ્રભુ રઘુનાથે.' ૧૧

પદ ૨

## દેશી ચાલતી

સુંદરજી ભાવશું ભાખે, પાંચાલીને રોતી રાખે.
આંસું લોહે છે જગજીવન, 'દ્રૌપદી! દઢ કરો હવે મન. ૧
તમને દુઃખ પડયૂં તાં જ્યહવારે, હૂં દ્વારકા નહોતો ત્યવારે.
મેં તો જાણ્યૂં નહિ તાહારા સમ, પાંડવ દ્યૂત રમ્યા તે કયમ. ૨
જો જાણૂં તો ચાલીને આવૂં, ઉપજતો એ કલેશ સમાવૂં.
દુઃખ પડયૂં નથી એ તુઝને, સહી જાણે જે થ્યુ છે મુઝને, ૩
કેશ નથી ઝાલ્યા એ તાહારા, સહી જાણે એ તાણ્યા છે માહારા
સાથ સઘળાને હૂં મારી, રોતી દેખાડૂં હૂં એહેની નારી. ૪
જો યુધિષ્ઠિર કહે તો યુદ્ધ કીજે, વેર આપણૂં વાલી લીજે.
સોએ ભાઇને મારીને પાડૂં, રડવડતાં મસ્તક દેખાડૂં. ૫
તેર વરસ પૂંઠે, હો બાઈ! બલીઆ છે એ પાંચે ભાઈ.
હૂં આગળ રહીને મરાવૂં, એહની સ્રીનાં મસ્તક મુંડાવૂં. ૬
ભીમસેનની ગદા જે ભારી, દુર્યોધનને ઉર બેસારી,
શ્યામા! તાહારૂં દુઃખ જ ટાળૂં, લક્ષ્મી પાંડવની ગઇ વાળૂં. ૭
રોતી રહે, અર્જુનને બાણે, કર્ણ મારીઓ એ ન જાણે.
દુઃશાસનના કર છેદાવૂં, તો તુજ પાસે ગોઢે (!) આવૂં. ૮
એમ સુંદરી આરતિ નવિ કીજે, સુખદુખ સર્વે નિર્વહી લીજે.
એમ કહીને શ્યામા સંતોષી, અમ્રત સરખે વચને પોષી. ૯
ભાલણ પ્રભુ રઘુનાથે વાણી, સહુ દેખતાં કહી તે તાણી.

પદ ૩

## રાગ પરજિયો

સુંદર શ્યામજી હો! માહારા દુઃખ તણો નહિ પાર.
પિતા તાં પુરૂષોત્તમ સરખા, બલીઆ બહુ ભર્તાર. સું૦ ૧

પાંચે પાંડવ જીવતાં હૂ, વૈરાટ ઘેર થઇ દાસી રે,
ભોગવ્યા વિના કયમ છૂટીએ વાહાલા ! કર્મ કર્યાં તે વાસી રે. સું૦ ૨
કૌરવે કેશ ગ્રહીને ઘસરડી, સભામાંહે મુજને મારી રે.
યુધિષ્ઠિર જોઈ રહ્યા સામૂં પણ, તેહેને ન સક્યા વારી. સું૦ ૩
ભીમસેનને જઇ મેં કહ્યું જે, હૂં દુષ્ટે સંતાપી રે,
કૂડ કરીને કંથડે માહારે, રાત્યે નાંખ્યો મારી. સું૦ ૪
બાંધી કાઢી બાળવા શૂં કીધૂં, સારંગપાણી !
દુખડૂં એહવૂં ભોગવ્યૂં, પણ ગ્યા નહિ માહારા પ્રાણી. સું૦ ૫
સઘલા ભીમે મારીઆ, ત્યાંહાંથકી મૂકાવી રે,
સુંદરવર ! શૂં કીજીએ, જે કોએ ન છૂટે ભાવી. સું૦ ૬
જયદ્રથ હરી ગયો ત્યાંહાં મુહને રથ સાથે ટલવલતીરે,
પાપી તો માર્યો નહિ, પણ મૂકાવી વલવલતી રે. સું૦ ૭
મેળ કરી તહ્મો આવશો, ત્યવારે કૌરવપાંડવ મળશે રે,
કર્ણ દુઃશાસનને દેખી માહારૂં હૈડૂં બળશે રે. સું૦ ૮
મેળ કરો તો માહારા સમ છે, થાવા દ્યો સંગ્રામ રે,
ભાલણપ્રભુએ રાવણને કર્યૂં, ત્યમ કરો તહ્મે કામ રે'. સું૦ ૯

પદ ૪

## રાગ દેશી ચાલતી

'હરજી ! સાંભળો રે', દ્રૌપદી બોલે વાણી.
'હસ્તિનાપુર તહ્મો જાઓ છો, વાહાલા ! વિષ્ટિ કરવા રે,
પિયુડા માહારા કાયર થઇને, હીંડે છે ઉગરવા. હરજી૦ ૧
દેશ આપશે, ધન આપશે, પાંચે સુખીઆ થાશે રે.
પણ હૈયે હોળી લાગી છે માહારે, કહો તે કયમ હોલાશે રે. હ૦ ૨
દુઃશાસને ચીર તાણીઆં, કર્ણ કઠિન બહુ ભાખે રે.
એ બળતું તે કયમ હોલાશે, સઘળા માર્યા પાખે રે. હ૦ ૩

માહારા સમ છે, જો મેળ કરો તો; માગૂં છું દેવમુરારિ રે.
એ કામ જો કરવૂં હોએ તો, મુહને જાણો મારી રે. હ૦ ૪
ક્ષત્રી કો કાયર નોહે, તે માટે હૂં માગું રે.
યુધિષ્ઠિર બ્રાહ્મણ થયા, તે તો થડથી વાંકૂં રે. હ૦ ૫
બાપ ભાઈ માહારા બળીઆ છે, તે આગળ થઈને વઢશે રે;
એમ કરતાં જો જીતશે તો, યશ તહ્મને તે ચઢશે રે. હ૦ ૬
જેણે પહેરી કાંચળી, ધનુષ્યબાણ તે મેહેલી રે,
તેહેની આશા શી કરો? વાત કહૂં હૂં છેલી રે. હ૦ ૭
મેળ કરી તહ્મો આવશો, તો હૂં છોડીશ પ્રાણ રે.
દુર્યોધન જીવ્યે જીવૂં તો, તો તહ્મારા ચર્ણની આણ રે. હ૦ ૮
સભા માંહે સહૂ દેખતાં હૂં ગાઢે સાદે રોઈ રે;
વીર કહાવી પાંચે બેઠાં, ત્યવારે નીચૂં જોઈ રે. હ૦ ૯
માતા તેહની વાંઝણી, જે વીર વ્રત ન પાળે રે,
પરણી હોએ નારી તેહનૂં, દુઃખ નાવ ટાળે રે. હ૦ ૧૦
કેશવજી! હૂં શૂં કરૂં, જો પ્રીતિ પાંચશૂં માંડી રે.
ઓઢૂં જોતાં માહારૂં સુખે સુએ છે રાંડી રે. હ૦ ૧૧
વિષ્ટિ કરવા મોકલે છે, શ્યામસુંદર! તાં તહ્મને રે;
એવા જો બળીઆ હુતા તો શા મને પરણ્યા અહ્મને રે. હ૦ ૧૨
રાજ્યનૂં કાંઈ છે નહિ, અહ્મારે તાં કામ રે.
ત્યમ કરો યમ રાવણને કર્યૂં, ભાલણપ્રભુ રામ રે. હ૦ ૧૩

★